શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન ગ્રંથમાલા નંબર. ૧

# वन्दे वीरम्.

પંડિત શ્રીપદ્મવિજયજીગણિ રચિત.

# શ્રી દીવાળી સ્તવન મૂલ તથા ભાષાન્તર સહિત.

યોજક.
પંન્યાસજી શ્રીદાનવિજયજીગણિ.

પૂજ્યપાદ પરમ ગુરૂ શ્રીમદાચાર્ય શ્રી વિજયનીતિ
સૂરીશ્વરજીના સદુપદેશથી.

પાટણ નિવાસી મર્હુમ શા હીરાચંદ દોલતચંદના
સ્મરણાર્થે
તેમના સુપુત્ર શા. મણીલાલ હીરાચંદની આર્થીક
સહાયથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શ્રી હેમચન્દ્રાચાર્ય જૈન સભા.

કીં. અમૂલ્ય. ( ભેટ ).

શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન ગ્રંથમાલા નંબર. ૧

# वन्दे वीरम्.

પંડિત શ્રીપદ્મવિજયજીગણિ રચિત.

# શ્રી દીવાલી સ્તવન મૂલ તથા ભાષાન્તર સહિત.

વીસસ્થાનકની નવપદજીની જ્ઞાન પંચમીની તપની વિધિ. દીવાલીનું ગરણું, દીવાલીના તથા નવપદજીના ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ, તેમજ પરમપૂજ્ય ગુરૂ મહારાજ શ્રી ગૌતમ સ્વામીનો રાસ અર્થ સહિત.

પૂજ્યપાદ્ પરમ ગુરૂ શ્રીમદાચાર્ય શ્રી વિજયનિતિ સૂરીશ્વરજીના સદુપદેશથી.

પાટણ નિવાસી મર્હુમ શા. હીરાચંદ દોલતચંદના સ્મરણાર્થે તેમના સુપુત્ર શા. મણીલાલ હીરાચંદની આર્થિક સહાયથી.



યોજક.

પંન્યાસજી શ્રીદાનવિજયજીગણિ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન સભાના સેક્રેટરી.

શા. કેશવલાલ પ્રેમચંદ. બી. એ. એલ. એલ. બી.

હાઇકોર્ટ વકીલ.

ઠા. હાજાપટેલની પોળ-અમદાવાદ.

સંવત ૧૯૭૭. પ્રત. ૧૦૦૦. સને ૧૯૨૦ આવૃત્તિ. ૧ લી.

વીર સંવત ૨૪૪૭.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું. ઠે. પાંચકૂવા નવા દરવાજા-અમદાવાદ.

કીં. અમૂલ્ય (ભેટ.)

# અર્પણ પત્રીકા.

પૂજ્યપાદ પરમ ગુરૂ શ્રીમદાચાર્ય શ્રીવિજયનિતિ સૂરીશ્વરજી મહારાજ સાહેબના ચરણકમલમાં

આપસાહેબ. શાંત, દાંત–ગાંભીર્યાદિક અનેક ગુણોએ કરી બીરાજમાન હોઇ. દેશાનું દેશ વિહાર કરી. કોઈ જાતના મત મતાંતર કે બખેડામાં નહિં પડતાં, પોતાના અને પરના આત્માને શાંતિ આપનારા છો. વલી ભવ્ય જીવોને ઉત્તમ્ ઉપદેશામૃત વાણી વડે સિંચન કરી સમકિતરૂપી રત્નને પ્રગટ કરાવનારા છો. મને પણ બચપણમાં (બાલ્ય અવસ્થામાં) જ્ઞાનનો બોધ આપી અજ્ઞાનપણામાંથી બચાવનાર પણ આપ જ છો આપણો મારા ઉપર ઘણોજ ઉપકાર છે તે પ્રેમથી, તથા ગુરૂ ભક્તિથી આ લઘુ પુસ્તક આપને જ અર્પણ કરૂં છું. તે આપ સ્વીકારશોજી.

લી. આપનો સદાનો સેવક.

**શા. મણીલાલ હીરાચંદ.**

## અનુક્રમણિકા.

મહાવીર નિર્વાણની સ્તુતિ ) કહું છું તે સાંભળો કે જેથી હૃદયમાં હર્ષ અને આનંદ ઉત્પન્ન થાય. ॥ ૨ ॥

करीय उद्घोषणा देशपुर पाटणे, मेघ जीम दान जल बहूल वरसी; धण कणग मोतिया झगमगे जोतिया, जीन देइ दांन इम एक वरसी. मु० ३

ભાવાર્થઃ—ઘણા દેશ-નગરને પત્તનોમાં ( નગર વિશેષમાં ) ઉદ્દઘોષણા ( જાહેર ) કરીને શ્રી વીરસ્વામીએ મેઘની પેઠે દાનરૂપીજળઘણુંવરસાવ્યું, તેમા ધન સુવર્ણ અને દેદીપ્યમાન જ્યોતિવાળાં મોતી ઇત્યાદિ વસ્તુઓનું શ્રી જીનેશ્વરે ૧ વર્ષ સુધી દાન આપ્યું. ॥ ૩ ॥

दोयविण तोय उपवास आदे करी, मागसिर कृष्ण दशमी दिहाडे; सिद्धि साम्हा थइ वीर दीक्षा लेइ, पाप संताप मल दूर काडे. मु० ४

ભાવાર્થઃ—એટલું બધું દાન આપ્યા છતાં પણ શ્રી વીર ભગવાને રાગ દ્વેષ રહિતપણે ઉપવાસ વિગેરે તપ કરી માગશર વદિ ૧૦ મીને દિવસે મોક્ષની સન્મુખ થઈ શ્રી વીર ભગવાને દીક્ષા અંગીકાર કરી પાપ રૂપી સંતાપ અને કર્મરૂપી મેલ દૂર કરવા માંડયો. ॥ ૪ ॥

बहूल बंभण घरे पारणुं सांमिए, पुण्य परमान्न मध्या न्ह किधुं; भुवन गुरु पारणा पुन्यथी बंभणे, आप अवतार फल सयल लिधुं. मु० ५

ભાવાર્થઃ—ત્યાં શ્રી વીર સ્વામીએ બહુલ નામના

અન્ત્ય સમય જાણી અપાપા નગરીમાં રાજ્યશાળાને સ્થાને પધાર્યા તે વખતે હસ્તિ પાળ રાજાએ પોતાના આંગણાને દ્વારે આવેલા દેખી રાજાનાં બન્ને નયન કમળ પ્રફુલ્લિત થયાં અને હૃદયમાં ઘણો હર્ષ પામ્યા. ॥ ૧ ॥

भले भले प्रभुजी पधारीया, नयन पावन किधां रे;
जनम सफल आज अम तणो, अम्ह घरे पाउलां दीधांरे.
राणी राय जिन प्रणमीया, मोटे मोतियडे वधाविरे;
जिन सनमुख कर जोडीय, बेठला आगले आविरे. १४

ભાવાર્થઃ—હે પ્રભુજી આપ ભલે ભલે પધાર્યા, અમારાં નેત્ર આજ પવીત્ર કીધાં, અને અમારો જન્મ પણ આજે સફળ થયો કે અમારે ઘેર આપનાં પગલાં થયાં એ પ્રમાણે ભાવના ભાવી રાજા અને રાણી બન્નેએ નમસ્કાર કરીને શ્રેષ્ટ મોતી વડે વધાવ્યા, અને જીનેશ્વર સન્મુખ હાથ જોડી આગળ આવીને બેઠા. ॥ ૨ ॥

धन अवतार अमारडो, धन दिन आजुनो एहोरे;
सुरतरु आंगणे मोरिओ, मोतियडे वूठलो मेहोरे;
आव्युं अमारडे एवडो, पूरव पुन्यनो नेहोरे;
हैडलो हेजे हरसिओ, जो जिन मलिओ संजोगोरे. १५

ભાવાર્થઃ—હે પ્રભુ ! અમારો અવતાર ધન્ય છે, આજનો આ દિવસ ધન્ય છે, અમારે આંગણે કલ્પવૃક્ષ ફળ્યો, મોતીએ મેહ વરસ્યા, અહો અમારે આટલો બધો પૂર્વ પુન્યનો સંબંધ કે અમને શ્રી જીનેશ્વરનો સંજોગ મળ્યો. ॥ ૩ ॥

पाखि पर्व पन्होतलुं, पोहतलुं पुन्य प्रवाहिरे;
राय अढार तिहां मिल्या, पोसह लेवा उछांहिरे. १८

ભાવાર્થ—એ પ્રમાણે અતિ આનંદ પૂર્વક શ્રાવણ-ભાદ્રપદ—ને આસો માસ તો વ્યતીત થયો ને હવે અનુક્રમે કૌતુકવાળો ને કોડીલો એવો કાર્તિક માસ આવ્યો, ને પનોતું તથા પુન્યના પ્રવાહવાળું એવું પાક્ષિક પર્વ પણ આવી પહોચ્યું, તે વખતે ઉત્સાહ પૂર્વક પૌષધ વ્રત ગ્રહણ કરવા માટે ત્યાં ૧૮ રાજાઓ આવી મલ્યા ॥ ૬ ॥

त्रीभोवन जन सवि तिहां मिल्या, श्री जिन वंदन कामोरे;
सहेज संकिरण तिहां थयो, तिल पडवा नहि ठांमोरे.
गोयम स्वामि समोवडी, स्वामि सुधर्मा तिहा वेठारे;
धन धन ते जिणे आपणे, लोयणे जिनवर दिठारे. १९

ભાવાર્થ—તથા શ્રી જીનેશ્વરને વંદના કરવા માટે ત્રણે ભુવનના અનેક જન સમુદાય ત્યાં આવી મલ્યા, તેથી ત્યાં સ્વાભાવિક રીતે એટલી બધી સંકડાશ થઇ કે એક તલનો દાણો પડવા જેટલું પણ સ્થાન બાકી રહયું નહિં, ત્યાં ગૌતમસ્વામી સરખા શ્રી સુધર્મા સ્વામિ ( પોસહ ઉચરાવવા બેઠા, અહો આપણા સર્વમાં તેઓને ધન્ય છે કે જેણે શ્રી જીનેશ્વરને સાક્ષાત્ નજરથી દેખ્યા હશે ॥ ૭ ॥

पूरण पुन्यना ओघथ, पोषध व्रत वेगे लिधांरे;
कार्तिक काली चउदशे, जिन मुखे पचखाण किधांरे.
राय अढार प्रमुख घणे, जिन पगे वांदणां दिधांरे;
जीन वचनामृत तिहां घणे, भवियणे घट घट पीधांरे. २०

સરખા જાણુવા, તેઓ વ્રત પ્રત્યાખ્યાન વાળા તથા દેવ ગુરૂ ધર્મ રૂપ તત્વપર જેની મતિ જાગૃત થઇ છે એવા, પુનઃ વિનય વિવેકને વિચારવાળાને જૈનશાસનના ગુણુમાં પૂરા, એવા મતિમાન ને તેજવાન શ્રાવકો થશે ॥ ૧ ॥

लालचे लागा थोडिलें, सुखें राचि रहिया,
घरवासे आशा अमर, परमारथ दूहिया।
व्रत वयराग थकि नहि, कोइ लेशे प्रायें,
गज सुपने फल एह, नेह नवि मांहोमांहे. ३०

ભાવાર્થ—તે શ્રાવકો થોડા લોભમાં વળગી રહીને સુખમાં રાચી રહેશે, ને જીંદગી સુધી ગૃહવાસમાં રહેવાની ઇચ્છાવાળાને પરમાર્થમાં દુખીયા (=પરમાર્થ વિશેષ નહિં કરવાવાળા ) તથા કે શ્રાવકોમાથી વૈરાગ્ય પામીને પ્રાયઃ કોઇકજ ચારિત્ર અંગીકાર કરશે ( બાકી ઘણુાખરા દુઃખના નિમિત્તે ચારિત્ર લેશે ) અને માંહોમાંહે સ્નેહ પણ નહિં એવું ફળ હસ્તિના સ્વપ્નનું જાણુવું. ॥ ૨ ॥

वानर चंचल चपल जाति, सरखा मुनि मोटा,
आगल होस्ये लालचि, लोभी मन खोटा;
आचारज ते आचारहिण, प्रायें परमादि,
धर्म भेद करस्ये घणा, सहजे स्वारथ वादी. ३१

ભાવાર્થ—વાનર જેમ ચંચળ અને ચપળ સ્વભાવી છે, તેમ તેના સરખા મોટા મુનીઓ પણ આગળ ચંચળને ચપળ સ્વભાવી થશે, તેમજ લાલચુ લોભી અને ખોટા મન-

## ॥ ઢાલ ૫ મી. રાગ ગોડિ ॥

इंद्रभूति अवसर लहिरे, पुछे कहो जिनराय;
स्युं आगल हवे होयस्येरे, तारण तरण जीहाजो रे.
कहे जीन वीरजी. ४३

ભાવાર્થ—હવે શ્રી ગૌતમસ્વામી અવસર પામીને શ્રી વીરને પૂછે છે કે હે જીનેશ્વર! હે સંસાર સમુદ્રથી તારવાને અને તરવાને વ્હાણુ સમાન શ્રી વીર જીનેશ્વર! હવે આગળના કાળમાં શું શું થશે? તે કૃપા કરીને કહો. ॥૧॥

मुज निरवाण समय थकीरे, त्रिहू वरसे नव मास;
माठेरो तिहां बेसश्येरे, पंचम काल निरासोरे. कहे० ४४

ભાવાર્થ—ત્યારે શ્રી વીર જીનેશ્વર કહે છે કે હે ગૌતમ! મારા નિર્વાણના સમયથી ત્રણ વર્ષને નવમાસે ઘણો માઠો અને નિરાસ (=ઉદાસીન કરનારો) એવો પાંચમો આરો બેસશે ॥ ૨ ॥

बारे वरश्ये मुझ थकिरे, गौतम तुज निरवांण;
सोहम वीशे पामशेरे, वरसे अखय सुख ठांणोरे. कहे० ४५

ભાવાર્થ—મારા નિર્વાણથી ૧૨ વર્ષે હે ગૌતમ! તું મોક્ષે જઈશ. અને સુધર્મા ગણધર ૨૦ વર્ષે અક્ષય સુખ રૂપ મોક્ષ સ્થાન પામશે ॥ ૩ ॥

चउसठ वरसे मुझ थकिरे, जंबूने निरवाण;
आथमसे आदित्य थकिरे, अधिकुं केवल नांणो रे. कहे० ४६

ભાવાર્થ:—મારા નિર્વાણથી ૬૪ વર્ષે જંબૂસ્વામિ

મોક્ષે જશે અને સૂર્યથી પણ અધિક પ્રકાશ કરનાર કેવળજ્ઞાન અસ્ત પામશે ( =વિચ્છેદ જશે ) ॥ ४ ॥

मन पज्जव परमावधिरे, क्षपकोपशम मन आंण;
संयम त्रिण जिन कल्पनीरे, पुलागाहारगहांणरे. कहे० ४७

ભાવાર્થ—પુનઃ મનઃ પર્યવજ્ઞાન=પરમાવધિજ્ઞાન–ક્ષપકશ્રેણિ–ઉપશમ શ્રેણિ–પરિહારવિશુદ્ધિ–સૂક્ષ્મસંપરાય–ને યથાખ્યાતએ ૩ ચારિત્ર–જીનકલ્પ–પુલાકલબ્ધિ–ને આહારક લબ્ધિ એટલી વસ્તુઓ વિચ્છેદ પામશે એમ જાણવું ॥૫॥

सिज्झंभव अठांणवेरे, करस्ये दस (वै) आलिय;
चउ पूर्वि भद्र बाहूथीरे, थास्ये सयल विलिओरे. कहे० ४८

ભાવાર્થઃ—મારા નિર્વાણથી ૯૮ વર્ષે શ્રી શય્યંભવસૂરિ દશવૈકાલિક નામનું સૂત્ર રચશે, અને ચૌદ પૂર્વી શ્રી ભદ્રબાહુ સ્વામિથી ચાર પૂર્વનો અર્થ વિચ્છેદ જશે (=ભદ્રબાહુ સ્વામિ સુધી ૧૪ પૂર્વનો અર્થ રહેશે અને ત્યારબાદ ૧૦ પૂર્વ અર્થ સહિત અને ચાર પૂર્વ મૂળ રહેશે. ) અથવા શ્રી ભદ્રબાહુ સ્વામિથી સંપૂર્ણ શ્રુતજ્ઞાનનો વિનાશ થશે. ॥ ૬ ॥

दोयशत पन्नरे मुज्ञ थकिरे, प्रथम संघयण संठाण;
पूवणुंउगते नवि हूस्ये, महाप्राण नवि झांणोरे. कहे० ४९

ભાવાર્થઃ—મારા નિર્વાણથી ૨૧૫ વર્ષે પ્રથમ સંઘયણ અને પ્રથમ સંસ્થાન (=વજ્રર્ષભનારાચ સંઘયણને સમચતુરસ્ર સંસ્થાન ) તથા મહા પ્રાણ નામનું ધ્યાન પ્રથમ પ્રહરના પ્રારંભે વિચ્છેદ પામશે. ॥૭॥

चउत्रयपने मुझ थकिरे, होस्ये कालिक सूर;
करस्ये चउर्था पजुसणेरे, वरगुण रयणनो पूरोरे. कहे० ५०

ભાવાર્થ:—મારા નિર્વાણથી ૪૫૩ વર્ષે શ્રી કાલિકાચાર્ય થશે તે ઉત્તમ ગુણ રત્નનો ભંડાર આચાર્ય ચોથનાં પજુસણ (=સંવત્સરી) કરશે. ॥ ૮ ॥

मुझथी पण चोराशियेरे, होस्ये वयर कुंमार;
दस पूर्वि अधिकालिआरे, रहस्ये तिहां निरधारोरे. कहे० ५१

ભાવાર્થ—મારા નિર્વાણથી ૫૮૪ વર્ષે શ્રી વજ્રકુમાર નામના આચાર્ય થશે તેમનામાં ( અથવા ત્યાં સુધી ) કંઇક અધિક ૧૦ પૂર્વનું જ્ઞાન નિશ્ચય રહેશે ॥ ૯ ॥

मुझ निर्वाण थकि छसेंरे, विस पछी वनवास;
मुकी करसे नगरमांरे, आर्य रक्षित मुनि वासोरे. कहे० ५२

ભાવાર્થ—મારા નિર્વાણથી ૬૨૦ વર્ષ પછી શ્રી આર્યરક્ષિત સૂરિ વનવાસ મૂકીને નગરમાં વાસ કરશે ॥૧૦॥

सहसें वरसें मुझ थकिरे, चउद पूरव विच्छेद;
जोतिष अण मिलतां हूसेरे, बहूल मतांतर भेदोरे. कहे० ५३

ભાવાર્થ—મારા નિર્વાણથી ૧૦૦૦ વર્ષે ચૌદે પૂર્વનો વિચ્છેદ જશે, અને જ્યોતિષનાં ગણિત બરાબર સાચાં નહિં પડે, અને ઘણા મતમતાન્તર ને ઘણા ધર્મભેદ થશે. ॥૧૧॥

विक्रमथी पंच पंच्याशिएरे, होस्ये हरिभद्र सूरि;
जिन शासन अजुवालसेरे, जेहथी दूरियां सवि दूरोरे. कहे० ५४

ભાવાર્થ—વિક્રમથી ૫૮૫ વર્ષે શ્રીહરિભદ્ર સૂરિ

થશે, તેઓ જૈન શાશનની શોભા વધારશે, અને જેનાથી સર્વ પાપો પણ દૂર રહેશે ॥ ૧૨ ॥

द्वादश सत्त सत्तर समेंरे, मुझथी मुनि सुर हिर;
बप्पभट्ट सुरि होयसेरे, ते जिन शासन वीररे. कहे० ५५

ભાવાર્થઃ—મારા નિર્વાણથી ૧૨૭૭ વર્ષે શ્રી જૈન-શાસનના વીર એવા શ્રી હીર સૂરિ અને શ્રી બપ્પભટ્ટ સૂરિ થશે. ॥ ૧૩ ॥

मुझ प्रतिबिंब भरावस्येरे, आंमराय भूपाल;
सार्द्ध त्रिकोटी सोवन तणोरे,तास वयणथी विशालोरे कहे०५६

ભાવાર્થ—શ્રી બપ્પભટ્ટ સૂરિના વિશાળ ઉપદેશથી આમ રાજા મારી ૩ાા ક્રોડ સુવર્ણની પ્રતિમાઓ ભરાવશે ॥ ૧૪ ॥

षोडस शत ओगणोतरेरे, वरसे मुजथी मुणिंद;
हेमसूरि गुरु होयस्ये रे, शासन गयण दिणंदोरे. कहे० ५७

ભાવાર્થઃ—મારા નિર્વાણથી ૧૬૬૯ વર્ષે જૈનશા-સનરૂપી આકાશમાં સૂર્ય સમાન એવા અને મુનિઓમાં ઇન્દ્રસમાન એવા હેમચંદ્ર આચાર્ય થશે ॥ ૧૫ ॥

हेमसूरि पडिबोहीसे रे, कुमारपाल भूपाल;
जीन मंडित करस्ये महीरे, जिन शासन प्रतिपालोरे. कहे०५८

ભાવાર્થ—તે હેમચંદ્રાચાર્ય કુમારપાળ રાજાને પ્ર-તિબોધ કરશે અને તે જૈનશાસનનો પ્રતિપાલ કુમારપાલ રાજા પૃથ્વિને જૈન ચૈત્યોથી શણગારશે ॥ ૧૬ ॥

गौतम नबळा समयथीरे, मुझ शासन मन मेल;
मांहोमांहे नवि होस्ये रे, मच्छ गलागल केलोरे. कहे० ५९

હે ગૌતમ! સમય નબળો હોવાથી મારા શાસનમાં મનનો મેલ વધશે, અને માંહોમાંહે મચ્છ ગલાગલની ક્રીડાનો ન્યાય થશે, (=મોટો મચ્છ જેમ નાના મચ્છને ગળી જાય તેમ શાસનમાં જે જબરો થાય તે નબળાને દબાણમાં રાખે ને તુચ્છ ગણે ઇત્યાદિ.) ॥ ૧૭ ॥

मुनि मोटा मायावियारे, वेढीगारा विशेष;
आप सवारथ वसी थयारे, ए विटंबस्ये वेषोरे. कहे० ६०

ભાવાર્થ—મુનિઓ ઘણા માયાવીને વિશેષતઃ વેઢીઆરા (=કલેશ કરનારા) થશે અને પોતાના સ્વાર્થને વશ થઈ મુનિ વેષને વિટંબણા પમાડશે. ॥ ૧૮ ॥

लोभि लखपति होयस्येरे, जम सरिखा भूपाल;
सजन विरोधि जन हूसेरे, नवि लज्जालु दयालोरे. कहे० ६१

ભાવાર્થ—લક્ષાધિપતિઓ તે લોભીયા થશે, રાજાઓ તે જમ સરખા થશે, લોકો સજ્જનની સાથે વિરોધ ભાવ રાખશે, તેમજ લાજ મર્યાદાવાળા કે દયાળુ નહિં થાય ॥ ૧૯ ॥

निरलोभि निरमाइयारे, सुधा चारित्रवंत;
थोडा मुनि महियले हूसेरे, सुण गोतम गुणवंतरे. कहे० ६२

ભાવાર્થ—વળી હે ગુણવંત ગૌતમ! સાંભળ—હવે આ પૃથ્વિમાં નિર્લોભી નિષ્કપટી ને શુદ્ધ ચારિત્રવાળા એવા મુનિ થોડાજ થશે ॥ ૨૦ ॥

गुरु भगति शिष्य थोडलारे, श्रावक भगति विहीण;
मात पिताना सुत नहीरे, ते महिलाना आधिनोरे. कहे० ६३

ભાવાર્થ—પુનઃ ગુરૂની ભક્તિ કરનારા શિષ્ય પણ થોડા થશે, શ્રાવકો ભક્તિ રહિત થશે, પુત્રો માતપિતાના નહિં રહે પણ સ્ત્રીને આધીન થશે ॥ ૨૧ ॥

दुपसह सूरि फलगुसिरीरे, नायल श्रावक जांण;
सच्चसिरि तिम श्राविकारे, अंतिम संघ वखाण्योरे. कहे० ६४

ભાવાર્થ—પુનઃ છેલ્લામાં છેલા શ્રી દુપ્પસહ સૂરિ-ફલ્ગુશ્રી સાધ્વી-નાગિલ શ્રાવકને સત્યશ્રી શ્રાવિકા એ ચતુર્વિધ સંઘ કહ્યો છે ॥ ૨૨ ॥

वरस सहस एकवीसतेरे, जिन श सन विख्यात;
अविचल धर्म चलावशेरे, गौतम आगम वातोरे. कहे० ६५

ભાવાર્થ—હે ગૌતમ ૨૧૦૦૦) વર્ષ સુધી પ્રખ્યાત એવા જૈન શાસનમાં ધર્મ અચલ રહેશે એ પ્રમાણે ભવિષ્યની વાતો છે ॥ ૨૩ ॥

दूषमे दूषमा कालनीरे, ते कहिये शी वात;
कायर कंपे हैडलोरे, जे सुणतां अवदातोरे. कहे० ६६

ભાવાર્થ—વળી દુષમ દુષમ નામના છઠ્ઠા આરાની તો વાતજ શું કહેવી ! કારણકે જેનું વૃત્તાંત સાંભળતાં કાયરનાં તો હૃદયજ કંપી ઉઠે છે ॥ ૨૪ ॥

## ઢાલ ૬ ઠ્ઠી.

પિઊડો ઘરે આવે, એ દેશી.

मुझसुं अविहड नेह बांध्यो, हेज हैडा रंगे;
दृढ मोह बंधण सबल बांध्यो, वज्र जिम अभंग;
अलगा थया मुज थकि एहने, उपजसेरे केवल निय अंगके;
गौतमरे गुणवंता. ६७

ભાવાર્થ—ગૌતમસ્વામિ કહે છે કે શ્રી વીર ભગવાન સાથે મારે દૃઢ સ્નેહ બંધાયો, ને હૃદય રંગાઇ જવા પૂર્વક મને હર્ષ ઉપજતો, ને દૃઢ એવા મોહના બંધન વડે હું વજ્રની પેઠે ભેદ ન પામે તેવી રીતે અત્યંત બંધાયો તો પણ એ શ્રી વીર ભગવાન મને કેવળ જ્ઞાન ઉપજશે એમ ધારી મારાથી અલગા થયા એ પ્રમાણે પ્રશસ્તરાગથી વિલાપ કરતા એવા ગુણવંત ગૌતમ સ્વામિ જયવંત વર્તો ॥ १ ॥

अवसर जाणि जिनवरे, पुछिया गोयम स्वांम;
दोहग दुखिया जीवने, आविये आपण काम.
देव सर्मा बंभणो, जइ बुजवोरे ओणे ढुंकडे गांमके. गौ० ६८

ભાવાર્થ—શ્રી વીર ભગવાને પોતાનો નિર્વાણ સમય જાણીને શ્રી ગૌતમ સ્વામિને કહ્યું કે આપણે દુર્ભાગ્યવાળા અને દુઃખી જીવને ઉપકાર કરવાના કામમાં આવવું જોઇએ માટે અહિં નજીકના ગામમાં જઇ દેવશર્મા નામના બ્રાહ્મણને પ્રતિબોધ આપો ॥ ૨ ॥

सांभली वयण जिणंदनुं, आणंद अंग न माय;
गौतम बे कर जोडि, प्रणम्या विर जिनना पाय.
पांगरघा पुरव प्रीतथी, चउनांणिरे मनमां निरमायके. गौ० ६९

ભાવાર્થ—એ પ્રમાણે શ્રી વીર જીનેશ્વરનું વચન સાંભળીને શ્રી ગૌતમ સ્વામિના મનમાં હર્ષ સમાતો નથી ને શ્રી ગૌતમ સ્વામિએ બે હાથ જોડીને શ્રી વીરજીનેશ્વરના ચરણ કમળને નમસ્કાર કર્યો, અને માયા રહિત એવા ચતુર્જ્ઞાની શ્રી ગૌતમસ્વામિ પૂર્વની પ્રીતિ સંભારીને તે દેવશર્મા બ્રાહ્મણને ગામ ગયા ॥ ૩ ॥

गौतम गुरु तिहां आविया, वंदाविओ ते विप्र;
उपदेश अमृत दीयलो, पीयलो तिणे क्षिप्र.
धसमस करतां बंभणे, कमाड वाग्ये थइ वेदन विप्रके. गौ० ७०

ભાવાર્થ—હવે શ્રી ગૌતમસ્વામિ તે ગામમાં આવ્યા ને વિપ્રે ગૌતમગુરુને વંદના કરી, ગુરૂએ પણ ઉપદેશરૂપી અમૃત આપ્યું તે વિપ્રે શિઘ્ર પીધું (=ઉપદેશ સાંભળ્યો ) પણ બ્રાહ્મણે ધમમખ કરતાં બારી વાગવાથી અત્યંત પીડા થઈ આવી ॥ ૪ ॥

गौतम गुरुनां वयणलां, नवि धर्यां तिणे कान;
ते मरी स्त्रीने शीर कृमि थयो, कामनीने एक तांन;
उठिया गोयम जांणिओ, तस चरीयारे पोताने ज्ञानके. गौ० ७१

ભાવાર્થ—પુનઃ અશુભોદયથી તે વિપ્રે શ્રી ગૌતમ ગુરૂનાં વચન કાને ન ધર્યાં, અને તે વિપ્ર મરણ પામી

ઓના એક ધ્યાનથી તેના મસ્તકમાં કૃમિ (=જૂ) થયો.
ત્યારબાદ શ્રી ગૌતમસ્વામી પણ પોતાના જ્ઞાનથી તેને મરણ
પામેલો જાણીને ઉઠી ચાલતા થયા ॥ ૫ ॥

---

## ઢાલ ૭ મી. ॥ રાગ રામગિરિ ॥

चोसठ मणनां ते मोति झगमगेरे, गाजे गुहिर गंभिर सिरेरे;
पुरां तेत्रीस सागर पूरवे रे, नादे लिणा लवसतमिया सूर रे;
वीरजी वखाणेरे जग जन मोहियोरे. ७२

ભાવાર્થ—ચોસઠ મણનું ૧ મોતી ઉપર ચંદ્રવાના મધ્ય ભાગમાં ઝળ હળે છે, અને મસ્તકપર અતિ ગંભીર અવાજે ગર્જના કરે છે એવા નાદમાં લવ સત્તમીયા (=સર્વાર્થસિદ્ધ વિમાનના) દેવો સંપૂર્ણ ૩૩ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરે છે, શ્રી વીરભગવાન ઉપદેશ આપે છે કે એવા દેવાદિના સુખમાં આ જગ જન મોહ પામી રહયો છે પણ તે સર્વ અસાર અને અસ્થિર છે. ॥ ૧ ॥

अमृतथी अधिकि मीठी वांणीरे, सुणतां सुखडो जे मनडे संपजेरे;
ते लहेस्ये जे पोहोचस्ये निर्वांणरे. वी० ७३

ભાવાર્થ—એવી શ્રી વીરજીનેશ્વરની વાણી અમૃતથી પણ અધિક મીષ્ટ છે, કે જે સાંભળતાં મનમાં સુખ ઉત્પન્ન થાય છે. તે વાણીનો સાર જે પામશે તેજ મોક્ષ સુખ પણ પામશે ॥ ૨ ॥

वांणि पडछंदे सुर पडिबोहीयारे, सुणतां पामे सुख संपत्तिनी कोडरे.
बिजा अडल उलटथी घणारे, आवी बेठा आगल बे करजोडरे.
वी० ७४

ભાવાર્થ—શ્રી વીરની વાણીના પ્રતિધ્વનીથી દેવો પણ પ્રતિબોધ પામ્યા છે, અને જે વાણી સાંભળતાં કરોડો ગમે સુખ સંપદા પ્રાપ્ત થાય છે, એવી શ્રી વીરની વાણી સાંભળવા ( દેવો અને ) બીજા જનો પણ અત્યંત ઉમંગથી આવી બે હાથ જોડી બેઠા છે ॥ ૩ ॥

सोहम इंदो शासन मोहीयोरे, पूछे परमेसरने तुम आयरे;
बे घडि वधारो स्वाति थकी परहुंरे,तो भस्मग्रह सघलो दूरे जायरे वी० ७५

ભાવાર્થ:—શ્રી જૈનશાસન ઉપર અત્યંત રાગવાળો સૌધર્મ ઇન્દ્ર શ્રી વીરભગવાનને પૂછે છે કે હે ત્રણ જગતના નાથ ! આપનું આયુષ્ય માત્ર બે ઘડી જેટલું વધારો તો નિર્વાણ નક્ષત્ર સ્વાતિ ઉપર બેઠેલો ભસ્મગ્રહ સર્વથા દૂર થઈ જાય ॥ ૪ ॥

शासन शोभा अधिकि वाधस्येरे. सुखीआ होशे मुनिवरना वृंदरे;
संघ सयलने सवि सुख संपदारे,होशे दिनदिनथी परमानंदरे. वी० ७६

ભાવાર્થ—અને તે દૂર થવાથી આપના શાસનની શોભા અધિક વૃદ્ધિ પામશે, સાધુનો સમુદાય સુખી થશે, સર્વ સંઘને સર્વ પ્રકારની સુખ સંપદા પ્રાપ્ત થશે, અને દિવસે દિવસે મહા આનંદની વૃદ્ધિ થશે. ॥ ૫ ॥

इंदा न कदां रे कहिए केहवुंरे, कोणे सांध्युं नवि जाए आयरे;
भावि पदारथ भावे निपजेरे,जे जिम सरज्यो ते तिम थायरे. वी० ७७

ભાવાર્થ—હે ઇન્દ્ર એમ કદી પણ કોઇને કહેવાય

નહિ, કારણ કે આયુષ્ય કોઈનાથી પણ વધારી શકાય નહિં, અને ભાવી પદાર્થ પોતાના સ્વભાવ પ્રમાણે થયા કરે છે, જેણે જેવી રીતે કર્મ બાંધ્યું છે તેને તેવીજ રીતે ઉદયમાં આવે છે માટે આયુષ્ય વધારવાની વાત મિથ્યા છે ॥ ૬ ॥

सोल पहोरनी देता देशनारे, परधानकनामा रुअडो अझीयणरे;
कहेतां कातिवदि कहुं परगडिरे,वीरजी पोहोता पंचमी गति रय-
णरे वी० ७८

**ભાવાર્થ**—હવે શ્રી વીરભગવાન ૧૬ પ્રહરની દેશના દેતાં, અને પ્રધાનક નામનું ભલું અધ્યયન પ્રરૂપતાં કાર્તિક વદિ અમાવાસ્યાને દિવસે (=ગુજરાતી આસો વદિ અમાવાસ્યાને દિવસે ) શ્રી વીરજીનેશ્વર શ્રેષ્ટ એવી પાંચમી મોક્ષ ગતિને પ્રાપ્ત થયા ॥ ૭ ॥

ज्ञान दीवोरे जव दूरे थयो रे, तव किधि देवे दीवानी श्रेणिरे,
तिमरे चिहूं वरणे दीवा किथलारे;दिवाली कहिअें छे कारण तेणरे.
वी० ७९

**ભાવાર્થ**--જ્યારે શ્રી વીર રૂપી જ્ઞાનનો ભાવ દીવો દૂર થયો ત્યારે દેવોએ દીવાઓની ( દ્રવ્ય દીપકની ) શ્રેણિ કરી અને તેવી રીતે ચારે વરણના લોકોએ પણ દીવા કર્યા તે કારણથી દીવાલિ દીવાની આલિ એટલે પંક્તિ તે દીવાલિ કહેવાય છે ॥ ૮ ॥

आसू परिपूरण नयण आखंडलोरे, मूंकी चंदननी चेहमां अंगरे;
दिधो देवे दहन संवले मिलिजीरे,हा धिग धिग, संसार विरंगरे;
वी० ८०

ભાવાર્થ:—હવે આંસુ વડે પરિપૂર્ણ એવા નેત્રવાળો સૌધર્મેન્દ્ર ચંદનકાષ્ટની ચિતામાં ભગવાનનું શરીર સ્થાપી સર્વ દેવોએ મલી ભગવાનને અગ્નિ સંસ્કાર કર્યો. હા ધિક્કાર છે ધિક્કાર સંસારના વિરંગને ( વિપરિત રંગને ) કે આવા ત્રણ જગતના પૂજ્ય પરમાત્માઓની કાયા પણ અસ્થિર હોય છે ! ॥ ૯ ॥

---

## ઢાલ ૮ મી.

રાગ વિરાગ.

वंदेसु वेगे जइ वीरो, ईम गौतम गहगहता
मारग आवतां सांभलिउं, वीर मुगति मांहे पोहतारे;
जिनजी तुं निसनेही मोटो, अविहड प्रेम हतो तुज उपरे,
ते तें किधो खोटोरे जीनजी. ८१

ભાવાર્થ—હવે દેવશર્મા વિપ્રના ગામથી પાછા વળતાં શ્રી ગૌતમસ્વામિ હર્ષ પામતા વિચાર કરે છે કે હમણાં શિઘ્ર જઇને શ્રી વીરભગવાનને વાંદીશું, પણ માર્ગમાં આવતાંજ સાંભળ્યું કે શ્રી વીર તો મોક્ષમાં પહોચ્યા એમ સાંભલતાંજ શ્રી ગૌતમસ્વામિ વિલાપ કરવા લાગ્યા કે હે જીનેશ્વર તું ઘણોજ નિઃસ્નેહી છે, મારો પ્રેમ તારા ઉપર અતિ ગાઢ હતો પણ તે પ્રેમ તેં ખોટો કર્યો. ॥ ૧ ॥

है है वीर कर्यो अणघटतो, मुज मोकलिओ गांमें;
अंतकाले बेठां तुज पासे, हूं स्ये नावत कामरे. जी० ८२

ભાવાર્થ:—હે વીર ! મને તમે ગામ મોકલ્યો તે બહુ અઘટિત કર્યું, અન્ત્ય સમયમાં હું તારી પાસે બેઠો હોત તો શું કંઇ કામમાં ન આવત ? ॥ ૨ ॥

चौद सहस मुज सरिखा ताहरे, तुज सरिखो मुज तुंहि;
विशवासी वीरे छेतरीओ, ते स्या अवगुण मुंहिरे. जी० ८३

ભાવાર્થ:—હે વીર ! તારે તો મારા સરખા ૧૪૦૦૦ મુનિ છે પણ મારે તો તું એકજ છે, શ્રી વીરે મને વિશ્વાસીને છેતરી ગામ મોકલ્યો તો એવો મારામાં શું અવગુણ હતો ? ॥ ૩ ॥

को केहने छेहडे नवि वलगे, जो मिलतो होए सबलो;
मिलतास्युं जेणे चित्त चोर्यो,ते तिणे कर्यो निबलोरे. जी०८४

ભાવાર્થ:—કોઈ કોઇને ઘણો મળતો (=સ્નેહ વાળો) હોય તોપણ તે તેને છેડે વળગતો નથી, અને મળતાની સાથે જેણે ચિત્ત ચોર્યું (=સ્નેહીથી જેણે આંતરો રાખ્યો ) તો તેણે તેને નિર્બળ કર્યો જાણવો. ॥ ૪ ॥

निठुर हैडा नेह न किजे, निसनेही नर निरखी;
हैडां हेजे मिले जिहां हरखी, ते प्रीतलडि सरीखिरे. जी०८५

ભાવાર્થ:—હે હૃદય હવે તું ધીઠું થઇને નિઃસ્નેહી માણસ જોઈને તું તેની સાથે સ્નેહ ન કર, જ્યા બંનેનાં હૃદય હેતથી હર્ષ પામીને મલે તેજ સરખી પ્રીતિ કહેવાય ॥૫॥

तें मुझने मनडो नवि दीधो, मुज मनडो तें लीधो;
आप सवारथ सघलो किधो, मुगति जइने सिद्धोरे. जी० ८६

ભાવાર્થ—હે વીર ! તેં તારૂં મન મને ન આપ્યું (=તારા મનની વાત મને જણાવી નહિં ) પણ મારૂં મન તેં લીધું (=મારા મનની વાત તેં જાણી લીધી ) અને તેં પોતાનો સર્વ સ્વાર્થ સાધી લીધો કે જેથી મોક્ષમાં જઇને બેઠો ॥ ૬ ॥

आज लगे तुज मुजसुं अंतर, सुपनंतर नवि हुंतो;
हेडा हेजे हियालि छंडी, मुजने मुकयो रोवंतो रे. जी० ८७

ભાવાર્થ—આજ સુધી ત્હારે ને મ્હારે સ્વપ્નમાં પણ અન્તર નહોતું, પણ આજે તેં હૃદયના હેતથી હેતાલપણું છોડી મને રૂદન કરતો મુકયો ॥ ૭ ॥

को केहशुं बहु प्रेम म करश्यो प्रेम विटंबण विरुइं;
प्रेमे परवश जे दूख पामे, ते कथा घणु गिरुइरे. जी० ८८

ભાવાર્થ:—અહો જગતમાં કોઈ કોઈની સાથે પ્રેમ ન કરશો, પ્રેમની વાત બહુ વાંકી–વિપરીત છે, વળી પ્રેમને પરવશ થયેલાઓ જે દુઃખ પામે છે તેની વાત પણ ઘણી મોટી છે ॥ ૮ ॥

निसनेही सुखिया रहे सघले, स सनेही दुख देखे,
तेल दुग्ध परे परनी पीडा; पामे नेह विशेषेरे. जी० ८९

ભાવાર્થ—ખરેખર જગતમાં સર્વત્ર સ્નેહવિનાનાં મનુષ્યોજ સુખ દેખે છે, અને સ્નેહની સાંકળવાળા મનુષ્યો દુઃખજ દેખે છે, વળી સ્નેહના વિશેષપણાથી તેલ અને દૂધની પેઠે પરથી પીડા પામે છે ॥ ૯ ॥

समवसरण कहिअें हवे होसे, कहो कुण नयणें जोशे;
दया धेनु पुरी कुंण दोहस्ये, वृष दधि कुंण विलोसेरे. जी. १०

ભાવાર્થ—અહો હવે સમવસરણ કયારે થશે ! અને હવે નયનથી ભગવાનને કયારે જોઇશ ! દયા રૂપી ગાયને સંપૂર્ણ કોણ દોહશે, અને ધર્મ રૂપી દહિં કોણ વલોવશે ? ॥ ૧૧ ॥

इण मारग जे वाल्हा जावे, ते पाछा नवि आवे;
मुज हैंडो दुखडे न समाए, ते कहो कुण समावेरे. जी० ११

ભાવાર્થ—વળી જે સ્નેહિઓ એ મારગે જાય છે તેઓ ફરી પાછા આવતા નથી, મારૂં મન દુઃખથી સમાતું નથી. તે મારૂં દુઃખી મન કોણ શમાવી શકશે ? ॥ ૧૧ ॥

द्यो दरिसण वीरा वा'लाने, जे दरिसणना तरस्यारे;
जो सुहणे केवारे देखसुं, तो दुख दुरे करेशुं रे. जी० १२

ભાવાર્થ—હે વીર ! જે આપના દર્શનના તરસ્યા છે એવા આપના સ્નેહિને એકવાર દર્શન આપો, જો કોઇ વખત સ્વપ્ને પણ આપનાં સાક્ષાત્ દર્શન થશે તો પણ હું મારૂં દુઃખ દૂર કરીશ ॥ ૧૨ ॥

पुण्य कथा हवे कुण केलवशे, कुंण वाल्हा मेलवशे;
मुज मनडो हवे कुंण खेलवशे, कुमति जिमतिम लवसेरे. जी० १३

ભાવાર્થ—હવે ધર્મ કથા કોણ કેળવશે ! મારા સ્નેહિ વીરને કોણ મેળવશે ! હવે મારૂં મન કોણ રંજન કરશે ! અને હવે કુમતિઓ ફાવે તેમ બોલશે ॥ ૧૩ ॥

कुण पुछयानो उत्तर देशे, कुंण संदेह भांजशे;
संघ कमळ वन किम विकससे, हुं छद्मस्था वेसेरे. जी० १४

ભાવાર્થ—હવે પૂછયાનો ઉત્તર કોણ આપશે ! મનનો સંદેહ કોણ ભાગશે ! સંઘરૂપી કમળનું વન કેવી રીતે પ્રફુલ્લિત થશે! હે પ્રભુ! હું તો હજી છદ્મસ્થના વેષમાં છું ॥ ૧૪ ॥

हूं परापुरवसुं अजांण, में जिन वात न जांणि;
मोह करे सवि जग अनाणी, एहवी जीनजोनी वाणीरे.जी. १५

ભાવાર્થ—માટે પૂર્વાપર વાતો હું શું જાણું? હે જીનેશ્વર મેં આપના મનની વાત ન જાણી, અને મોહ સર્વ જગતને અજ્ઞાની બનાવે છે, હે જીનેશ્વર ! આપની એવીજ વાણી છે ॥ ૧૫ ॥

एहवे जिन वयणे मन वाप्यो, मोह सवल बल काप्यो;
इंण भावे केवल सुख आप्यो, इंद्रे जिनपद थाप्योरे. जी० १६

ભાવાર્થ:—એટલામાં શ્રી જીનેશ્વરની વાણીમાં મન લાગ્યું, રાગને અસાર જાણ્યો ને ભાવના બળમાં વધતાં મોહના બળવાન સૈન્યને હઠાવી એજ ચઢતે ભાવે શ્રી ગૌતમ સ્વામીએ કેવળજ્ઞાન રૂપી સુખ પ્રાપ્ત કર્યું, અને ઇન્દ્રે પણ શ્રી ગૌતમ સ્વામીને શ્રી વીરનેપદે સ્થાપ્યાં ॥ ૧૬ ॥

इंद्रे जुहारया भट्टारक जुहार भट्टारक तेणे;
पर्व पन्होतुं जगमां वाप्युं, ते किजे सवि केणेरे. जी० १७

ભાવાર્થ:—શ્રી ગૌતમસ્વામિ ભટ્ટારકને ઇન્દ્રે જુહા-

ચો તેથી જુહાર ભટ્ટારક એવું પનોતું પર્વ જગતમાં ફેળાયું તે સર્વ કોઇ કરે છે ॥ ૧૭ ॥

राजा नंदिवर्द्धन नुतरीओ, भाइ बहिनर बीजे;
ते भावड बीज हूई जग सघले, वेहेन बहूपरे किजेरे. जि० ९८

ભાવાર્થ:—બીજને દિવસે નંદિવર્ધનનો શોક ટાળવા માટે નંદિવર્ધનની બ્હેને નંદિવર્ધન ભાઇને જમવા નોતર્યો તેથી સર્વ જગતમાં ભાવડ બીજ (–ભાઈબીજ) નામનું પર્વ પ્રવર્ત્યું, તે પર્વ સઘળી બ્હેનો ઘણે પ્રકારે કરે છે ॥ ૧૮ ॥

---

## ઢાલ ૯ મી.

વિવાહલાની.

पहिरीए नवरंग फालडीए, मांडि मृगमद केसर भालडीए,
झब झबके श्रवणे झालडीए, करि कंठे मुगताफल मालडीए. जि९९

ભાવાર્થ:—લલાટમાં કસ્તુરી ને કેશરનું મંડન કરી નવરંગ ચીર પ્હેરીયે, ઝળહળતાં કુંડળ કાને પ્હેરીયે, ને ગળામાં મોતીની માળા પ્હેરીયે ॥ ૧ ॥

घर घर मंगल मालडीए, जपे गोयम गुण जपमालडीए;
पहोतलो परव दीवालडीए, रमे रस भर रामत बालडीए. १००

ભાવાર્થ:—એ પ્રમાણે ઘેરેઘેર મંગળમાળા પૂર્વક જપમાળાવડે (=નવકારાવલિવડે) શ્રી ગૌતમ સ્વામીના ગુણ જપીયે, કારણ કે દિવાળી પર્વ આવી પહોચ્યું છે, તે અવસરે બાળકો પણ હર્ષ ભર્યાં થઈ રમતો રમે ॥૨॥

शोक संताप सवि कापीओए, इंद्रे गोयम वीरपदे थापीओए;
नारी कहे सांभल कंतडाए, जपो गोयम नाम एकंतडाए. १०१

ભાવાર્થ:—શ્રી ગૌતમ સ્વામિને કેવળ જ્ઞાન થવાથી શ્રી વીર સંબંધિ શોક સંતાપ સર્વ દૂર કર્યો, અને સૌધર્મેન્દ્રે શ્રી ગૌતમપ્રભુને શ્રી વીરને પદે સ્થાપ્યા, સ્ત્રી પોતાના પતિને કહે છે કે હે સ્વામિ! એવા શ્રી ગૌતમસ્વામિનું નામજ એકાન્તે જપો ॥ ૩ ॥

ल्यो लख लाभ लखेशरीए, ल्यो मंगल कोडी कोडेशरीए;
जाप जपो थइ सुतपेसरीए,जीम पामीए ऋद्धि परमेसरीए.१०२

ભાવાર્થ—શ્રી ગૌતમ સ્વામિનું નામ જપવાથી લખપતિએ લાખોના લાભ મેળવે, ક્રોડપતિએ કરોડો મંગળિક પ્રાપ્ત કરે, માટે અત્યંત તપેશ્વરી થઈ (=તપ કરવાપૂર્વક) શ્રી ગૌતમ સ્વામિનો જાપ જપો કે જેથી પરમેશ્વરની ઋદ્ધિ પામીએ (=પરમાત્મ પદ મેળવીયે) ॥ ૪ ॥

लहिएं दिवालडी दाडलो ए, एतो पुण्यनो टबको टालुओए; सुकृत सिरि दृढ करो पालडीए, जिम घर होय नित्य दिवालडीए. १०३

ભાવાર્થ—દિવાળીનો દિવસ આવે તે તો પનોતું પુન્યનું ટબકું (=ટાણું-અવસર) છે, તે દિવસે પુન્ય રૂપી લક્ષ્મીની પાળ દ્રઢ કરો કે જેથી પોતાને ઘેર નિત્ય દીવાલિ વર્તે ॥ ૫ ॥

## ઢાલ ૧૦ મી.

हवे मुनि सुव्रत सीसोरे, जेहनी सबल जगीसो;
ते गुरु गजपुरे आव्यारे, वादी सवि हार मनाव्या. १

ભાવાર્થ—હવે શ્રી મુનિસુવ્રત ભગવાનના શિષ્ય કે જેનું મહાત્મ્ય જગતમાં સબળ છે, તે મુનિરાજ ગજપુર નગરમાં પધાર્યા, ને સર્વ વાદીઓને હાર મનાવી ॥ ૧ ॥

पावस चउमासु रहियारे, भवियण हइडे गहगहोआरे;
नमुंचि चक्रवर्त्ति पद्मरे, जसु हियडे नवि छद्म. २

ભાવાર્થઃ—તે નગરમાં મુની વર્ષાચોમાસુ રહ્યા અને તેથી ભવ્ય જનોનાં હૃદય હર્ષ વાળાં થયાં, તે અવસરે તે નગરમાં પદ્મ નામે ચક્રવર્તિ છે, ને તેનો નમુચિ નામે પ્રધાન છે, તેમાં ચક્રવર્તિ સરળ હૃદયનો છે ॥ ૨ ॥

नमुंचि तस नामे प्रधानरे, राजा दिये बहु मान;
तिणे तिहां रिझवी रायरे, मागि मोटो पसाय. ३
लिधो षट खंड राजरे, सात दिवस मांडि आज;
पूर्वे मुनिसुं विरोध्योरे, ते किणे नवि प्रतिबोध्यो. ४

ભાવાથ—તે રાજા પોતાના નમુચી પ્રધાનને બહુ માન સત્કાર કરે છે, તે પ્રધાને પણ રાજાનું ચિત્ત રંજન કરી એક મોટું પણ (=વચન) માગ્યું, તે વચનબંધથી રાજા પાસે તે દિવસથી માંડીને ૭ દિવસ સુધીનું રાજ્ય લીધું, અને પ્રથમ તે મુનિવર સાથે એ પ્રધાને જે ઘણો વિરોધ કર્યો છે તે હજી સુધી કોઈનાથી પ્રતિબોધ પામી

પોતાનો વિરોધ ટાળ્યો નહોતો ॥ ૩ ॥ ૪ ॥

ते मुनि सुं कहे वंडोरे, मुज धरति सवि छंडो;
विनविओ मुनि मोटोरे, नवि माने कर्मि खोटो. ५

ભાવાર્થ—હવે તે વિરોધ સંભારીને તે મુનિની સાથે તેણે કલેશ માંડયો અને પોતે સાત દિવસનો રાજા હોવાથી મુનિને આજ્ઞા કરી કે મારા તાબાની સર્વ પૃથ્વી છોડીને તમો સર્વ મુનિઓ મારા રાજ્યથી બહાર નિકળો, એ વખતે આચાર્યે એને ઘણો વિનવ્યો (=સમજાવ્યો) પણ તે ક્રૂરકર્મીએ કંઈ પણ માન્યું નહિ. ॥ ૫ ॥

साठसयां वर्ष तप तपिआरे, जे जिन किरीयानो खपीओ;
नामे विष्णु कुमाररे, सयल लबधिनो भंडार. ६

ભાવાર્થ—આચાર્યે વિચાર કર્યો કે આ રીતે સમજાવ્યાથી આ પ્રધાન સમજતો નથી માટે જેણે ૬૦૦૦ વર્ષ તપ કર્યો છે, અને જૈનક્રિયાનો ખપી (=રૂચિવાળો), અને અનેક લબ્ધિનો ભંડાર છે તેને મેરૂ પર્વતપરથી અહિં બોલાવીએ એમ વિચારી આચાર્યે પોતાના શિષ્ય મોકલી વિષ્ણુકુમાર મુનિને બોલાવ્યો ॥ ૬ ॥

उठ क्रम भूमि लेवारे, जोवा भाइनी सेवा;
त्यूं त्रिपदि भूमि दानरे, भले भले आव्या भगवान. ७

ભાવાર્થ—હવે વિષ્ણુ કુમાર મુનિએ આવી મુનિનો ઉપદ્રવ સાંભળી રાજ સભામાં જઇ નમુચિની ભક્તિ જાણવા માટે, અને સૂરિનો ઉપદ્રવ ટાળવા માટે ૩॥ પગલાં ભૂમિ માગી, ત્યારે નમુચિએ કહ્યું કે ભલે આપ ભગવાન પધાર્યા

છો તો માત્ર ૩ પગલાં જેટલી ભૂમિ આપુ છું તેટલામાં સર્વ મુનિઓએ રહેવું. ॥ ૭ ॥

इणे वयणे धडहडीओरे, ते मुनि बहू कोपे चढिओ;
किधो अदभूत रुपरे, जोयण लाख सरुप. ८

ભાવાર્થ—ઇત્યાદિ અનેક વક્ર વચનોથી વિષ્ણુકુમાર મુનિ ધડ ધડયા અને અત્યંત ક્રોધે ભરાયા, પોતાનું લાખ યોજન ઉંચું અદ્‌ભૂત રૂપ વિકુર્વ્યું. ॥ ૮ ॥

प्रथम चरण पूर्वे दीधोरे, बिजो पश्चिमे किधो;
त्रिजो तस पुंठे थाप्योरे, नमुंचि पाताळें चांप्यो. ९

ભાવાર્થ—ત્યાં પ્રથમ પગલું પૂર્વ દિશામાં ( જંબુદ્વીપના પૂર્વ કિનારે ) અને બીજું પગલું પશ્ચિમ દિશામાં મેલ્યું, અને કહ્યું કે બોલ હવે ત્રીજું પગલું જમીન કઇ આપે છે ? કંઇ પણ જવાબ નહિ આપવાથી ત્રીજું પગલું તે પાપી નમુચીની પીઠ ઉપર ધરી નમુચિને પાતાળમાં ચાંપ્યો. ॥ ૯ ॥

थरहरीओ त्रिभुवनरे, खलभलिओ सवि जन;
सलसलिओ सुर दिन्नरे, पडयो नवि सांभलिए कन्न. १०

ભાવાર્થ—આ મહા ઉતપાત થવાથી ત્રણે ભુવન કંપાયમાન થયાં, સર્વ લોક ખળભળી ઉઠયો, દેવલોક પણ સળસળી ઉઠયો, અને કાને પડયું પણ સંભળાય નહિં એવો શોર મચી રહ્યો. ॥ ૧૦ ॥

ए उत्पात अत्यंतरे, दूरि करो भगवंत;
है है स्यूं हवे थाशे रे, बोले बहू एक सासे. ११

ભાવાર્થ—આ ઘણો મોટો ઉત્પાત થયો તે હે ભગવન્ દૂર કરો, અરે અરે હવે શું થશે ! એમ બહુ લોક એકી-શ્વાસે બોલવા લાગ્યો. ॥ ૧૧ ॥

करणे किन्नर देवा रे, कडुआ क्रोध समेवा;
मधुर मधुर गाए गितरे, बे कर जोडि विनीत. १२

ભાવાર્થ—સૌધર્મેન્દ્રે આ ઉત્પાત શાન્ત કરવા માટે દેવ દેવીઓને મોકલ્યા તે કિન્નર દેવોએ શ્રીવિષ્ણુ કુમારનો કડવો ક્રોધ શમાવવા માટે તેમના કાનમાં મીઠાં મીઠાં ગીત ગાવા પૂર્વક બે હાથ જોડીને વિનંતિ કરવા લાગ્યા. ॥૧૨॥

विनय थकी वेगे वलिओरे, ए जिन शासन बलिओ;
दानव देवे खमाव्यो रे, नर नारीए वधाव्यो. १३

ભાવાર્થ—એ પ્રમાણે દેવોના અત્યંત વિનયથી મુનિનો ક્રોધ શિઘ્ર શમી ગયો એ જીનશાસનમાં વિનય મહા બળવાન છે, ક્રોધ શમેલા વિષ્ણુ કુમાર મુનિને દેવ દાન-વોએ ખમાવ્યા અને સ્ત્રી પુરૂષોએ વધાવી લીધા ॥ ૧૩ ॥

गावलडी भेंस भडकी रे, जे देखी दुरे तडकी रे;
ते जतने ग्रहि छे रे, आरति उतारी मेरइए रे. १४

ભાવાર્થ—ગાયો અને ભેંસો વગેરે ભડકીને જે મુનિનું રૂપ દેખી દોર તોડાવી દૂર નાસી ગઇ હતી તે પણ જતના પૂર્વક પાછી ઠેકાણે આણી, અને લોકોએ મેરઈ-યાથી ઉપદ્રવ શમ્યાની આરતિ ઉતારી ॥ ૧૪ ॥

नवले अवतारे आव्या रे, जीवित फल लहि फाव्या;
शेव सुंहालि कंसार रे, फल ल्यूं नवे अवतार रे. १५

ભાવાર્થ—નવો અવતાર પામ્યા અને જીવતરનું ફળ પામીને ફાવ્યા છીએ એમ વિચારી લોકોએ હર્ષથી સેવો સુંહાળી અને કંસાર વિગેરે મંગલિક જમણો કર્યાં અને નવો અવતાર પામ્યાનું ફળ લીધું. ॥ ૧૫ ॥

छगण तणो घरवार रे, नमुंचि लख्युं घर नारे;
ते जीम जीम खेरु थाय रे, तिम तिम दूख दूरे जाय रे. १६

ભાવાર્થ—હવે ઘરોઘર ઘરને બારણે સ્ત્રીઓએ છાણનો નમુચિ બનાવ્યો તે છાણનો નમુચી જેમ જેમ ક્ષય પામતો જાય તેમ તેમ દુઃખ પણ ક્ષય પામતું જાય એમ માનવા લાગ્યા. ॥ ૧૬ ॥

मंदिर मंडाण मांडया रे, दालिद्र दुख दुरे छांडया;
काति शुदि पडवे परवेरे, इंम ए आदरीओ सर्वे. १७

ભાવાર્થ—ઉત્પાત શમ્યાના હર્ષથી લોકોએ પોતાનાં ઘરો શણગારવા માંડયાં, અને દારિદ્ર દુખ વિગેરે સહુ દૂર થયું એમ માનવા લાગ્યા, એ પ્રમાણે આ પર્વ કાર્તિક સુદિ પડવાને દિવસે સર્વ લોકોએ આદર્યું ॥ ૧૭ ॥

पुण्ये नरभव पांमि रे, धर्म पुन्य करो नरधांमी;
पुन्ये ऋद्धि रसालि रे, नित नित पुन्ये दिवाली. १८

ભાવાર્થ—ઘણા પુણ્યથી આ મનુષ્યનો ભવ પામી હે મનુષ્યો સર્વ સુખનું સ્થાન એવું ધર્મ પુન્ય કરો, પુન્યથી રસાલ રૂદ્ધિ પ્રાપ્ત થાય છે, અને પુન્યથી જ ઘેર નિત્ય નિત્ય દિવાળી વર્તે છે. ॥ ૧૮ ॥

## કળશ.

जिन तुं निरंजण सजल रंजण, दुख भंजण देवता;
द्यो सुख सांमि मुगति गांमि, वीर तुझ पाये सेवता.
तप गच्छ गयण दिणंद दह दिसे, दीपतो जग जांणिए;
श्री हीरविजय सुरिंद सहगुरु, तास पाट वखाणीये. १९

ભાવાર્થ—હે જીનેશ્વર ! તું નિરંજન ( કર્મરૂપ અંજનથી રહિત, ) તેજવંત, ત્રણ ભુવનના ચિત્તને રંજન કરનાર, અને સર્વનું દુઃખ ભાગનાર દેવ છે, માટે મોક્ષ ગતિમાં ગયેલા હે વીર જીનેશ્વર ! અમને સુખ આપો, અમો આપના ચરણ કમળની સેવા કરીએ છીએ, તપગચ્છ રૂપી આકાશમાં સૂર્ય સમાન દશે દિશામાં દીપતો અને જગતમાં પ્રખ્યાત એવા શ્રી હીર વિજયસૂરિ સદ્ગુરૂ તેમની પ્રશંશા કરવા યોગ્ય પાટે (આ સ્તવનના રચનાર કોણ છે તે કહેવાય છે. ) ॥ १ ॥

श्रीविजयसेन सुरीस सह गुरु, विजयदेव सूरिसरु;
जे जपे अहनिश नाम जेहनो, वर्द्धमान जिणेश्वरु.
निर्वाण तवन महिमा भवन, वीर जिननो जे भणे;
ते लहे लिलालब्धि लच्छी, श्री गुण हर्ष वधामणे. २०

ભાવાર્થ—શ્રી વિજયસેન સૂરિ સદ્ગુરૂ થયા, તેમની પાટે શ્રી વિજય દેવ સૂરિ થયા કે જેઓ રાત્રિ દિવસ શ્રી વર્ધમાન જીનેશ્વરનું નામ જપે છે, એ પ્રમાણે શ્રી વીર જીનેશ્વરના મહિમાના મંદિર રૂપ આ નિર્વાણ સ્તવન

જે કોઈ ભણે ગણે તે લીલા પૂર્વક લબ્ધિયો અને લક્ષ્મી પામે એમ શ્રીગુણહર્ષ નિર્વાણ મહિમાને વધાવે છે.

वीर हमणें आवे छे मारे मंदिरीए,मंदिरीएरे वीर मंदिरीए, वी०
पाये पडीने मेंतो गोद बिछाउ,नित नित वीनतडी करीए.वी०१
सजन कुटुंब पुत्रादीकने, हरखे इणि पेरे उच्चरिए. वी० २
जब प्रभु आंगणे वीर पधारे,तबबच्छ सनमुख डग भरीए. वी०३
सयणा सुणोने भवियण,पडिलाभि जे तो भवसायर तरीए.वी०४
अप्रतिबंध पणे महावीरजी, घर घर भीक्षाने फरीए. वी० ५
अभिनव शेठ तणे घेर पारणुं, किधुं फरतां गोचरीए वी० ६
इम भावना करतां श्रवणे सुणी,देव दुंदुभीरे चित्त भरीए.वी० ७
बारमा कल्पे जिरण आयुबांध्युं,वीरजिननेउत्तमचित्तधरीए.वी०८
तसपद पद्मनी सेवा करतां, सेजे शिव सुंदरी वरीएरे. वी० ९

ભાવાર્થ—જીરણ શેઠની ભાવનાનું આ સ્તવન છે—
શ્રી વીર ભગવાન હમણાંજ મારે મન્દિરે પધારશે, તે વખતે હું પગે પડીને ખોળા પાથરીશ, ને નિત્ય નિત્ય વિનંતિ કરીશ ॥ ૧ ॥ પુનઃ મારા સ્વજન કુટુંબ અને પુત્રાદિ પરિવારને હર્ષ પૂર્વક એ પ્રમાણે કહીશ કે ॥ ૨ ॥ જ્યારે વીર પ્રભુ આપણે આંગણે પધારે ત્યારે હે પુત્રો તમો કેટલાંક ડગલાં સુધી સ્હામા જજો, ॥ ૩ ॥ વળી હે ભવ્ય સ્વજનો તમે સાંભળો કે એ શ્રી વીર પ્રભુને પ્રતિલાભ દઇએ (=વ્હોરાવીયે) તો આપણે આ ભવ સમુદ્રનો પાર પામીયે ॥ ૪ ॥ શ્રી વીર ભગવાન તો અપ્રતિબંધ પણે (=કોઇના ઉપર રાગ રાખ્યા વિના) ઘેરઘેર ભિક્ષા

ફરે છે ॥ ૫ ॥ પણ શ્રી વીર સ્વામિએ ગોચરીએ ફરતાં અભિનવ શેઠને ઘેર પારણું કર્યું, ॥ ૬ ॥ એ પ્રમાણે જીરણ શેઠ ભાવના ભાવતાં ભાવતાં ચિત્તના ઉલ્લાસ પૂર્વક દેવ દુંદુભિ વાગતી કાને સાંભળી, ॥ ૭ ॥ ને તેજ વખતે જીરણ શેઠે ૧૨ મા કલ્પનું આયુષ્ય બાંધ્યું. હવે કાવ્ય કર્તા કહે છે કે ઉત્તમ એવા વીર જીનેશ્વરને ચિત્તમાં સ્મરણ કરીયે (બીજો અર્થ–ચારિત્રમાં પરાક્રમી એવા શ્રી જીનવિજયજી અને તેમના શિષ્ય શ્રી ઉત્તમ વિજયજીને ચિત્તમાં સ્મરણ કરીયે.) ॥ ૮ ॥ તેમના ચરણ રૂપી પદ્મની=કમળની સેવા કરતાં (બીજો અર્થ—તેમની એટલે શ્રી ઉત્તમ વિજયજીની પાટે થયેલા શ્રી પદ્મવિજયજી કહે છે કે તેમના ચરણ કમળની સેવા કરતાં લીલા માત્રમાં મુક્તિ રૂપી સ્ત્રીને વરીયે (=મોક્ષમાં જઇએ.) ॥ ૯ ॥



# વીશ સ્થાનક તપમાં ખમાસમણ દેતાં બોલવાના

## દુહા.

જે જે પદનાં જેટલાં ખમાસમણ દેવાનાં હોય ત્યારે તે પદનો દુહો દરેક વખત બોલીને ખમાસમણ દેવાં.

૧ પહેલું પરમ પંચપરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન;
અરિહંતપદ. ચ્યાર નિક્ષેપે ધ્યાઈએ, નમોનમો જિનભાણ. ૧

૨ જું ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાશ;
સિદ્ધપદ. અષ્ટકર્મ મળક્ષય કરીં, ભયે સિદ્ધ નમો તાસ. ૨

૩ જું. ભાવામય ઓષધ સમી, પ્રવચન અમૃત વૃષ્ટિ;
પ્રવચનપદ. ત્રિભુવન જીવને સુખકરી, જયજય પ્રવચન દૃષ્ટિ. ૩

૪ થું. છત્રીશ છત્રીશી ગુણે, યુગ પ્રધાન મુણીંદ;
આચાર્યપદ. જિનમત પરમત જાણતા, નમોનમો તે સૂરીંદ. ૪

૫ મું. તજી પરપરિણુતી રમણુતા, લહે નિજભાવ સ્વરૂપ;
થિવિરપદ. સ્થિર કરતા ભવિ લોકને, જયજય થિવિર અનૂપ. ૫

૬ ઠું. બોધ સૂક્ષ્મ વિણુ જીવને, નહોય તત્વ પ્રતીત;
ઉપાધ્યાયપદ. ભણે ભણાવે સૂત્રને, જયજય પાઠક ગીત. ૬

૭ મું. સ્યાદ્‌વાદ ગુણ પરિણુમ્યો, રમતા સમતા સંગ;
સાધુ પદ. સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભ રંગ. ૭

૮ મું. અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવ ભ્રમ ભીતિ;
જ્ઞાન પદ. સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમોનમો જ્ઞાનની રીતિ. ૮

૯ મું. લોકાલોકના ભાવ જે, કેવલિ ભાષિત જેહ;
દર્શન પદ. સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ૯

૧૦ મું. શૌચ મૂળથી મહા ગુણી, સર્વ ધર્મનો સાર;
વિનય પદ. ગુણ અનંતનો કંદએ, નમો વિનય આચાર. ૧૦

૧૧ મું. રત્ન ત્રયી વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ;
ચારિત્રપદ. ભાવરયણનું નિધાન છે, જયજય સંજમ જીવ.૧૧
૧૨ મું. જિનપ્રતિમા જિનમંદિરાં, કંચનનાં કરે જે જેહ;
બ્રહ્મચર્યપદ. બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે,નમોનમો શીયલ સુદેહ.૧૨
૧૩ મું આત્મ બોધ વિણુ જે ક્રિયા, તે તો બાળક ચાલ;
ક્રિયા પદ. તત્વારથથી ધારીયે, નમો ક્રિયા સુવિશાલ. ૧૩
૧૪ મું કર્મ ખપાવે ચીકણાં, ભાવ મંગલ તપ જાણુ;
તપ પદ. પચ્ચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણ ખાણુ. ૧૪
૧૫ મું છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણું, ચઉ નાણી ગુણ ધામ;
ગોયમ પદ.એ સમ શુભ પાત્ર કો નહિ,નમો નમો ગોયમસ્વામ.૧૫
૧૬ મું દોષ અઢારે ક્ષય ગયા, ઉપન્યા ગુણ જસ અંગ;
જિન પદ. વેયાવચ્ચ કરીયે મુદા,નમો નમો જિન પદ સંગ.૧૬
૧૭ મું શુદ્ધાતમ ગુણમે રમે, તજી ઇંદ્રિય આશંશ;
સંયમ પદ. થિર સમાધિ સંતોષમાં, જય જય સંજમ વંશ.૧૭
૧૮ મું જ્ઞાનવૃક્ષ સેવો ભવિક, ચરિત્ર સમક્તિ મૂળ;
અભિનવ જ્ઞાન અજર અમર પદ ફળ લહો,જિન વર પદવી ફુલ.૧૮
૧૯ મું વક્તા શ્રોતા યોગથી. શ્રુત અનુભવ રસ પીન;
શ્રુત પદ. ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખલીન.૧૯
૨૦ મું તીર્થ યાત્રા પ્રભાવ છે, શાસન ઉન્નતિ કાજ;
તીર્થ પદ. પરમાનંદ વિલાસતાં, જય જય તીર્થ જહાજ. ૨૦



# શ્રી વીશ સ્થાનક તપ-વિધિ.

| ક્રમ | વીશ-પદનાં નામો. | નવ કાર વાલી | કાઉસ ગ્ગના લોગસ્સ | ખમાસ મણ | પ્રદ-ક્ષિણા |
|---|---|---|---|---|---|
| ૧ | નમો અરિહંતાણં | ૨૦ | ૨૪ | ૨૪ | ૨૪ |
| ૨ | ,, સિદ્ધાણં | ૨૦ | ૧૫ | ૧૫ | ૧૫ |
| ૩ | ,, પવયણસ્સ | ૨૦ | ૪૫ | ૪૫ | ૪૫ |
| ૪ | ,, આયરિયાણં | ૨૦ | ૩૬ | ૩૬ | ૩૬ |
| ૫ | ,, થેરાણં | ૨૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૬ | ,, ઉવજ્ઝાયાણં | ૨૦ | ૨૫ | ૨૫ | ૨૫ |
| ૭ | ,, લોએસવ્વ ,, સાહૂણં | ૨૦ | ૨૭ | ૨૭ | ૨૭ |
| ૮ | ,, નાણસ્સ | ૨૦ | ૫ | ૫ | ૫ |
| ૯ | ,, દંસણસ્સ | ૨૦ | ૬૭ | ૬૭ | ૬૭ |
| ૧૦ | ,, વિણયસ્સ | ૨૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૧૧ | ,, ચરિત્તસ્સ | ૨૦ | ૭૦ | ૭૦ | ૭૦ |
| ૧૨ | ,, બંભવયધારિણં | ૨૦ | ૯ | ૯ | ૯ |
| ૧૩ | ,, કિરિયાણં | ૨૦ | ૨૫ | ૨૫ | ૨૫ |
| ૧૪ | ,, તવસ્સ | ૨૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૫ | ,, ગોયમસ્સ | ૨૦ | ૨૮ | ૨૮ | ૨૮ |
| ૧૬ | ,, જિણાણં | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |
| ૧૭ | ,, સંયમધારિણં | ૨૦ | ૧૭ | ૧૭ | ૨૭ |
| ૧૮ | ,, અભિનવ નાણસ્સ | ૨૦ | ૫૧ | ૫૧ | ૫૧ |
| ૧૯ | ,, સુયસ્સ | ૨૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૨૦ | ,, તિત્થસ્સ | ૨૦ | ૫ | ૫ | ૫ |

આ તપમાં દરેક પદના વીશ વીશ ઉપવાસ કરી આપવા જોઇએ, એમ અકેક પદની અકેક ઓલી વીશ પદ વીશ ઓલી પૂર્ણ થાય તે અકેક ઓલી ૭ મહિનામાં છેવટ પુરી કરવી જોઇએ એટલે દશ વર્ષે વીશ ઓલી પૂર્ણ થાય.

વીશ વીશ ઉપવાસ સુધી એક એક પદનું આરાધન કરવું એટલે અકેક પદનું વીશ વાર ગણણું કાઉસ્સગ ખમાસણ આદિ કરવાં.

## નવ પદ આરાધનમાં દરેક પદે બોલવાના દુહા.

૧ લું અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાયરે,
અરિહંતપદ. ભેદ છેદ કરી આતમા, ઋદ્ધિ મળે સવિ આઈરે;
વીર જિનેશ્વર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઈરે,
આતમ ધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવિ આઈરે.વી.૧

૨ જું. રૂપાતીત સ્વભાવ જે, કેવળ દંસણ નાણીરે;
સિદ્ધપદ. તે ધ્યાતા નિજ આતમા, હોય સિદ્ધગુણ ખાણીરે.વી૦૨

૩ જું. ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાનીરે;
આચાર્ય પદ.પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોય પ્રાણીરે.વી૦૩

૪ થું. તપ સજ્જાએ રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતારે;
ઉપાધ્યાયપદ. ઉપાધ્યાય તે આતમા,જગ બંધવજગ ભ્રાતારે.વી૦૪

૫ મું. અપ્રમત્ત જે નિત્ય રહે, નવિ હરખે નવિ સોચેરે;
સાધુ પદ. સાધુ સુધા તે આતમા, શું મૂંડે શું લોચેરે.વી૦ ૫

૬ ઠું. શમ સંવેગાદિક ગુણા, ક્ષય ઉપશમે જે આવેરે;
દર્શન પદ. દર્શન તેહિજ આતમા, શું હોય નામ ધરાવેરે.વી૦૬

૭ મું. જ્ઞાનાવરણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાયરે;
જ્ઞાન પદ. તો હુએ એહિજ આતમા, જ્ઞાન અબોધતાજાયરે.વી૦૭

૮ મું. જાણ ચારિત્ર તે આતમા, નિજ સ્વભાવમાં રમતોરે;
ચારિત્ર પદ. લેશ્યા શુદ્ધ અલંકર્યો, મોહવને નવિ ભમતોરે.વી૦૮

૯ મું. ઈચ્છા રોધે સંવરી, પરિણુતિ સમતા યોગેરે;
તપ પદ. તપ તે એહિજ આતમા,વર્તે નિજ ગુણ ભોગેરે.વી૦૯

# શ્રી સિદ્ધચક્ર ( નવપદ ) ઓળી વિધિ.

| નંબર | પદનાં નામો. | નવકારવાળી | કાઉસગ્ગના લોગસ્સ | ખમાસમણાં | પ્રદક્ષિણા | વર્ણ | ભોજન કઈ જાત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઓઁ હ્રીઁ નમો અરિહંતાણું | ૨૦ | ૧૨ | ૧૨ | ૧૨ | શ્વેત | ચોખા, પ્રમુખ |
| ૨ | ,, નમો સિદ્ધાણું | ૨૦ | ૮ | ૮ | ૮ | રક્ત | ઘઉં, પ્રમુખ |
| ૩ | ,, આયરિયાણું | ૨૦ | ૩૬ | ૩૬ | ૩૬ | પીત | ચણા, પ્રમુખ |
| ૪ | ,, ઉવજ્ઝાયાણું. | ૨૦ | ૨૫ | ૨૫ | ૨૫ | નીલ | મગ, પ્રમુખ |
| ૫ | ,, લોએ સવસાહૂણું | ૨૦ | ૨૭ | ૨૭ | ૨૭ | કૃષ્ણ | અડદ, પ્રમુખ |
| ૬ | ,, દંસણસ્સ | ૨૦ | ૬૭ | ૬૭ | ૬૭ | શ્વેત | ચોખા, પ્રમુખ |
| ૭ | ,, નાણસ્સ | ૨૦ | ૫૧ | ૫૧ | ૫૧ | ,, | ,, |
| ૮ | ,, ચરિત્તસ્સ | ૨૦ | ૭૦ | ૭૦ | ૭૦ | ,, | ,, |
| ૯ | ,, તવસ્સ | ૨૦ | ૧૨ | ૧૨ | ૧૨ | ,, | ,, |

આ તપ આશો અને ચૈતરની શુદ ૭ થી ૧૫ સુધી રોજ આંબેલથી કરવો. એમ વર્ષમાં બે વાર કરતાં સાડાચાર વર્ષે નવ ઓળી પૂરી કરવી; અને મંત્ર મુજબ ક્રિયા, ગણણું વિગેરે કરવાં, ત્રિકાલ દેવવંદન, પૂજા, પડિલેહણા, પડિક્કમણાદિ ક્રિયા કરવી.

## જ્ઞાનપંચમી તપવિધિ.

જો શકિત હોય તો દરેક માસની દર પંચમી અથવા અજવાલી પાંચમ કે છેવટ કાર્તિક શુદિ પાંચમે તો જરૂર તેનું આરાધન કરવું.તે દિવસ "નમો નાણુસ્સ" એ પદની ૨૦ નવકારવાલી ગણુવી, પાંચ અથવા એકાવન લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો ને ખમાસમણુ તેટલાં દેવાં વિગેરે દરેક તપની વિશેષ વિધિ અન્ય સ્થલેથી જાણી લેવી.

---

## દીવાલીનું ગરણું.

૧ શ્રી મહાવીરસ્વામિ સર્વજ્ઞાય નમઃ એ પદની નવકારવાલી વીશ ગણુવી
૨ શ્રી મહાવીરસ્વામિ પારગતાય નમઃ „ „ „
૩ શ્રી ગૌતમસ્વામિ સર્વજ્ઞાય નમઃ „ „ „

---

# "શ્રીનવપદજીના—ચૈત્યવંદન,સ્તવન,સંગ્રહ."

૧

### શ્રી સિદ્ધચક્ર નમસ્કાર ચૈત્યવંદન.

જો ધુરી સિરિ અરિહંત, મૂલ દઢ પીઠ પઇઠ્ઠિયો;
સિદ્ધ સૂરી ઉવજ્ઝાય સાહુ, ચીહું પાસ ગરીઠ્ઠિયો. ૧
દંસણુ નાણુ ચરિત્ત તવ હી, પડિસાહા સુંદરં;
તત્તખ્ખર સરવગ્ગ લદ્ધિ, ગુરૂપયદલ દુંબરૂ, ૨
દિસીપાલ જખ્ખ જખ્ખીણિ, પમુહ સુર કુસુમેહિં અલં;
સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ, અમ મન વંછિય ફલ દીયો. ૩

૨

બાર ગુણે અરિહંત દેવ, પ્રણુમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુખ દોહગ જાવે. ૧

આચારજ ગુણુ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય;
સતાવીશ ગુણુ સાધુના, જપતાં શીવસુખ થાય; ૨
એમ અઠલોત્તર ગુણુ મળીએ, એમ સમરો નવકાર;
ધીરવિમલ પંડિતતણો, નય પ્રણુમે નિત્ય સાર. ૩

૩

## " સામાન્ય જિન ચૈત્યવંદન. "

જય જય તું જિનરાજ આજ, મળીઓ મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ અંતરજામી. ૧
રૂપારૂપી ધર્મદેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શીવલીલા પામી. ૨
સિદ્ધ બુદ્ધ તું વંદતાં, સકળ સિદ્ધિ વર બુદ્ધ;
રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધ. ૩
કાળ બહુ સ્થાવર ગમ્યો, ભમીયો ભવમાંહી:
વિકલેંદ્રિય માંહી વસ્યો સ્થિરતા નહિ કયાંહી. ૪
તિર્યંચ પંચેંદ્રિયમાંહી દેવ, કરમે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો. તુમ દરીશન નહી પાયો. ૫
એમ અનંતકાળે કરીએ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તુંહી મળ્યો, ભવજલ પાર ઉતાર ૬

૪

## શ્રી પાર્શ્વજિન ચૈત્ય વંદન.

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવનસ્વામી;
અષ્ટકર્મ રિપુ જીતીને, પંચમી ગતિ પામી ૧
પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપતિ લહીએ;
પ્રભુ નામે ભવભય તણાં, પાતક સબ દહીએ. ૨

ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીએ પાર્શ્વ નામ;
વિષ અમૃત થઇ પરગમે, લહિએ અવિચલ ઠામ. ૩

## જિન પૂજાનું ચૈત્યવંદન.

પ્રણમી શ્રી ગુરૂરાજ આજ, જિન મંદિર કેરો,
પૂન્ય ભણી કરશું સફલ; જિન વચન ભલેરો.
દેહરે જાવા મન કરે; ચોથતણું ફળ પાવે;
જિન જુહારવા ઉઠતાં, છઠ્ઠ પોતે આવે;
જઇશું જિનવર ભણીએ માર્ગ ચાલંતાં;
હોવે દ્વાદશતણું પૂન્ય, ભક્તિ માલંતા;
અધપંથ જિનવર તણોએ, પંદરે ઉપવાસ;
દીઠો સ્વામીતણો ભુવન, લહીએ એક માસ.

જિનવર પાસે આવતા, છમાશી ફળ સિદ્ધ આવ્વા જિનવર બારણે વર્ષી તપ ફળ લીધ ॥ સો વર્ષ ઉપવાસ પુન્ય પ્રદક્ષિણા દેતાં ॥ સહસ વર્ષ ઉપવાસ પુન્ય, જે નજરે જોતાં ॥ ફલ ઘણો ફુલની માલ, પ્રભુ કંઠે ઠવતાં ॥ પાર ન આવે ગીત નાદ, કેરાં ફલ થુંણુતાં ॥ શિર પૂજી પૂજા કરોએ, સુર ધૂપતણો ધૂપ ॥ અક્ષત સાર તે અક્ષય સુખ, દીપ તનું રૂપ ॥ નિર્મલ તન મને કરીએ, થુણતાં ઇંદ્ર જગીશ ॥ નાટયક ભાવના ભાવતાં, પામે પદવી જગીશ ॥ જિનવર ભક્તિ વલીએ, પ્રેમે પ્રકાશી ॥ સુણી શ્રી ગુરૂ વચણ સાર, પૂર્વ રૂષિ ભાખી ॥ અષ્ટ કર્મને ટાળવા, જિન મંદિર જઇશું ॥ ભેટી ચરણ ભગવંતના, હવે નિર્મલ થઇશું ॥ કિર્તિ વિજય ઉવજઝાયનો, વિનય કહે કરજોડ ॥ સફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનું કોડ ॥ ઇતિ ॥

## ॥ અથ શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન. ॥

॥ દેશી આછેલાલની ॥ સમરી શારદા માય, પ્રણમી નિજગુરૂ પાય ॥ આછે લાલ ॥ સિદ્ધચક્ર ગુણ ગાયશું જી ॥ એ સિદ્ધચક્ર આધાર, ભવિ ઉતરે ભવ પાર ॥ આ૦ ॥ તે ભણી નવપદ ધ્યાયશું જી ॥ ૧ ॥ સિદ્ધચક્ર ગુણગેહ, જસ ગુણ અનંત અચ્છેહ ॥ આ૦ ॥ સમરયાં સંકટ ઉપસમે જી ॥ લહિયે વંછિત ભોગ, પામી સવિ સંજોગામના ॥ સુર નર આવી બહુ નમે જી ॥ ૨ ॥ કષ્ટ નિવારે એહ, રોગ રહિત કરે દેહ ॥ આ૦ ॥ મયણા સુંદરી શ્રી પાલને જી ॥ એ સિદ્ધચક્ર પસાય, આપદા દૂરેં જાય ॥ આ૦॥ આપે મંગલ માલને જી ॥ ૩ ॥ એ સમ અવર નહીં કોઇ, સેવે તે સુખીઓ હોય ॥ આ૦ ॥ મન વચકાયા વશ કરી જી ॥ નવ આંબિલ તપસાર, પડિક્કમણું દોય વારા॥આ૦॥ દેવવંદન ત્રણ ટંકના જી ॥ ૪ ॥ દેવ પૂજો ત્રણ વાર, ગણણું તે દોય હજાર ॥ આ૦ ॥ સ્નાન કરી નિર્મલ પણે જી ॥ આરાધે સિદ્ધચક્ર, સાન્નિધ્ય કરે તેની શક્ર ॥આ૦॥ જિનવર જન આંગે ભણે જી ॥ ૫ ॥ એ સેવો નિશ દીસ, કહીયે વીસવા વીશ ॥ આ૦ ॥ આલજંજાલ સવિ પરિહરો જી ॥ એ ચિંતામણિ રત્ન, એહનાં કીજે જત્ન ॥આ૦॥ મંત્ર નહીં એહ ઊપરેં જી ॥ ૬ ॥ શ્રી વિમલેસેર જક્ષ, હોજો મુઝપરતક્ષ ॥ આ૦ ॥ હું કિંકર છું તાહરો જી ॥ પામ્યો તુંહીજ દેવ, નિરંતર કરૂં હવે સેવ ॥ આ૦ ॥ દિવસ વલ્યો હવે આહરો જી ॥૭॥ વિનતિ કરૂં છું એહ, ધરજો મુજશું નેહ ॥ આ૦ ॥ તમને શું કહિયે વલી વલી

જી ॥ શ્રી લક્ષ્મીવિજય ગુરૂ રાય, શિષ્ય કેસર ગુણ ગાય ॥ આ૦ ॥ અમર નમે તુજ લલી લલી જી ॥ ૮ ॥ ॥ ઇતિ ॥ ૧૪ ॥



## ॥ અથ સિદ્ધચક્ર સ્તવન. ॥

॥ અવસર પામીને રે, કીજે નવ આંબિલની ઓલી ॥ ઓલી કરતાં આપદ જાયે, ઋદ્ધિ સિદ્ધિ લહિયે બહુલી ॥ આ૦ ॥ ૧ ॥ આશોને ચૈત્રે આદરશું, સાતમથી સંભાલીરે ॥ આલસ મેહેલી આંબિલ કરશે, તસ ઘર નિત્ય દીવાલી ॥ અ૦ ॥ ૨ ॥ પૂનમને દિન પૂરી થાતે, પ્રેમેશું પખાલો રે ॥ સિદ્ધચક્રને શુદ્ધ આરાધી, જાપ જપે જપ માલી ॥ અ૦ ॥ ૩ ॥ દેહેરે જઇને દેવ જુહારો, આદેસર અરિહંત રે ॥ ચોવીશે ચાહીને પૂજો, ભાવેશું ભગવંત ॥ અ૦ ॥ ૪ ॥ બે ટંકે પડિક્કમણું બોલ્યા, દેવ વંદન ત્રણ કાલરે ॥ શ્રી શ્રીપાલ તણીપરે સમજી, ચિત્તમાં રાખો ચાલ ॥ અ૦ ॥ ૫ ॥ સમકિત પામી અંતર જામી, આરાધો એકાંત રે ॥ સ્યાદ્વાદપંથે સંચરતાં, આવે ભવનો અંત ॥ અ૦ ॥ ૬ ॥ સત્તર ચોરાણુયે શુદિ ચૈત્રીયે, બારશે બનાવી રે ॥ સિદ્ધચક્ર ગાતાં સુખ સંપત્તિ, ચાલીને ઘેર આવી ॥ અ૦ ॥ ૭ ॥ ઉદયરતન વાચક ઉપદેશે, જે નર નારી ચાલે રે ॥ ભવની ભાવઠ તે ભાંજીને, મુક્તિ પુરિમાં માલે ॥ ૮ ॥ ॥ ઇતિ ॥

---

## ॥ અથ આંબેલની ઓળીનું સ્તવન. ॥

॥ ઓ ભવિ પ્રાણીરે સેવો ॥ સિદ્ધચક્ર ધ્યાન સમો

નહીં મેવા ॥ એ ભવિ૦ ॥ એ આંકણી ॥ જે સિદ્ધચક્રને આરાધે, તેની કીર્ત્તિ જગમાં વાધે ॥ એ ભવિ૦ ॥ ૧ ॥ પેહેલે પદેરે અરિહંત, બીજે સિદ્ધ બુધ ધ્યાન મહંત ॥ ત્રીજે પદેરે સૂરીસર, ચોથે ઊવઝાયને પાંચમે મુનિસર ॥ એ ભવિ૦ ॥ ૨ ॥ છઠ્ઠે દરશન કીજે, સાતમેં જ્ઞાનથી શિવ સુખ લીજેં ॥ આઠમેં ચારિત્ર પાળો, નવમેં તપથી મુકતે જાવો ॥ એ ભવિ૦ ॥ ૩ ॥ ઓળી આંબેલની કીજેં, નોકારવાળી વીશ ગણીજેં ॥ ત્રણે ટંકનારે દેવ વાંદી જે, પલેવણ પડિકમણા કીજે, ॥ એ ભવિ૦ ॥ ૪ ॥ ગુરૂ મુખ કિરિયારે કીજેં, દેવ ગુરૂ ભક્તિચિત્તમાં ધરીજેં ॥ એમ કહે રામનો શિષ્ય, ઓળી ઊજવજો જગ દીશ એ ભવિ૦ ॥૫॥

---

## ॥ અથ શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન. ॥

॥ સાંભળરે તું સજની મારી, રજની ક્યાં રમીઆવી-જી રે ॥ એ દેશી ॥ શ્રી વીર પ્રભુ ભવિજનને એમ કહે, ભાવ દયા દિલ આણીજીરે ॥ સુરતરૂ સમ સિદ્ધચક્ર આ-રાધો, વરવા શિવ વધૂ રાણી ॥ સુભવિયા સુણજોજીરે ॥ શિવ કાર્યનું મુખ્ય કારણ નવપદ, છે ગુણી ગુણ પણ ચાર જી રે ॥ અરિહંત સિદ્ધ સૂરિ ઊવઝાયે, સાધુવર દરશન ધાર ॥ સુભવિયા૦ ॥ ૨ ॥ જ્ઞાન ચારિત્ર તપ એ નવપદનું, આરાધન એણી પરેં કીજેંજીરે ॥ આસો ચૈત્ર શુદિ સાત-મથી, આંબિલ ઓળી માંડીજેં ॥ સુભવિયા૦ ॥ ૩ ॥ ચૈ-ત્ય પૂજા ગુરૂ ભક્તિ કરીએં, પડિક્કમણાં દોય ધારો જી ॥ ત્રણ કાળ દેવ વંદન કરીએં, બ્રહ્મચર્ય ભૂમિ સંથારો ॥

સુભવિયા૦ ॥ ૪ ॥ નોકારવાળી વીશ ગણીએં, એકેક પદની રંગેજીરે ॥ પડહ અમાર સદા વજડાવી, સુણો આગમ ગુરૂ સંગે ॥ સુભવિયા૦ ॥ ૫ ॥ કહે ધર્મચંદ સિદ્ધચક્ર સેવતાં, લહીએં મંગળ માળજીરે ॥ રાજ્ય રિદ્ધ રમણી સુખ પામ્યો, જેમ નરપતિ શ્રીપાળ ॥ સુભવિયા૦ ॥ ૬ ॥

---

## ॥ અથ દીવાળીનું સ્તવન. ॥ ૨ ॥

॥ મારે દીવાળી રે થઇ આજ, પ્રભુ મુખ જોવાને ॥ સરયાં સરયાં રે સેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને ॥ એ આંકણી ॥ મહાવીર સ્વામી મુકતેં પોહોતા ને, ગૌતમ કેવળ જ્ઞાનરે ॥ ધન્ય અમાવસ્યા ધન્ય દીવાળી મારે, વીર પ્રભુ નિવારણુ ॥ જિન મુખ૦ ॥ ૧ ॥ ચારિત્ર પાળ્યાં નિ-રમળાંને. ટાળ્યાં તે વિષય કષાયરે ॥ એવા મુનિને વાંદી-એં તો, ઊતારે ભવ પાર ॥ જિન મુખ૦ ॥ ૨ ॥ બાકુળ વોહોરયા વીરજી ને, તારી ચંદન બાળા રે ॥ કેવળ લઈ પ્રભુ મુકતેં પોહોતા, પામ્યા ભવનો પાર ॥ જિન મુખ૦ ॥ ૩ ॥ એવા મુનિને વાંદીએં જે, પંચ જ્ઞાનને ધરતાંરે ॥ સમવસરણ દઇ દેશનારે, પ્રભુ, તારયાં નર ને નાર ॥ જિન મુખ૦ ॥ ૪ ॥ ચોવીશમાં જિનેસરૂ ને, મુક્તિ તણા દાતા-રરે ॥ કરજોડી કવિયણ એમ ભણેરે, પ્રભુ, ભવનો ફેરો ટાળ ॥ જિન મુખ૦ ॥ ૫ ॥

---

## ॥ અથ શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન; ॥

॥ કુંવર ગંભારો નજરેં દેખતાં જી ॥ એ દેશી ॥

સેવો ભવિયા સિદ્ધચક્રને જી ॥ ચિત્ત ચંચળતા નિવારીરે ॥ ગુણીને સેવ્યા ગુણ સંપજે જી ॥ એમ મન માંહે વિચારીરે ॥ સેવો૦ ॥ ૧ ॥ ત્રિજગ પૂજ્ય અરિહંત પ્રભુજી, ચોસઠ ઇંદ્ર જેના દાસરે ॥ નાથને પંચ કલ્યાણકેંજી, સકળ જીવને હોએ ઉલ્લાસરે ॥ સેવો૦ ॥ ૨ ॥ કર્મ ક્ષયે સિદ્ધપદ લહ્યુંજી, વિશેષ સામાન્ય ઉપયોગીરે ॥ રૂપી અરૂપી ષટ દ્રવ્યનોજી, ખેલ દેખે જે અજોગી રે ॥ સેવો૦ ॥ ॥ ૩ ॥ પંચ પ્રસ્થાને આચારજ ભલાજી, મુનિ મન વિશ્રામ ઠામરે ॥ છત્રીશ છત્રીશીએં શોભતાજી, ગચ્છપતિ શ્રી પૂજ્ય નામરે ॥ સેવો૦ ॥ ૪ ॥ ગુણ પચવીશ ઉવઝ્ઝાયનાજી, સૂત્રદાની ઉપમા શોળરે ॥ જુવરાજ પરેં ગચ્છ ચિંતા કરેજી, મીઠા ઇક્ષુસમ બોલરે ॥ સેવો૦ ॥ ૫ ॥ સાધ્યું મન તે સાધુ ભલાજી, ચરણ કરણ ગુણ ખાણરે ॥ નવ કલ્પી વિહાર જે આદરીજી, ભવિનું ટાલ્યું અનાણરે ॥ સેવો૦ ॥ ૬ ॥ મલ ઉપશમ ક્ષય ઉપશમેજી. ક્ષયથી ત્રિવિધે હોએ જેહરે ॥ શઠશઠ બોલે સોહામણોજી, પ્રભુનું દર્શન તેહરે ॥ સેવો૦ ॥ ૭ ॥ પાંચ ભેદે જ્ઞાનીએ જ્ઞાન કહ્યુંજી. પ્રત્યક્ષ પરોક્ષ ભેદ સહિત રે ॥ અનર્પિત અર્પિત નયવળીજી, જે વિસંવાદ રહિત રે ॥ સેવો૦ ॥ ૮ ॥ સંજમ સત્તર ભેદે હુવેજી, જેહ આદરે દુઃખ જાય રે ॥ શિક્ષા જાગરણ ઈહાં કહીજી, સુરવધૂ નમે વળી પાયરે ॥ સેવો૦ ॥ ૯ ॥ દ્વાદશ ભેદે જે તપ ભણ્યોજી, તે બાહ્ય અભ્યંતરથી હોએ રે ॥ ક્ષમા સહિત આરાધતાજી, પાતિક ન રહે કોયરે ॥ સેવો૦ ॥ ૧૯ ॥ એમ નવ પદ ગુણ રત્નનોજી, પારન લહે મતિમંતરે ॥ ધર્મચંદ્ર કર

જોડીનેજી, કહે તારજો ભગવંતરે ॥ સેવો૦ ॥ ૧૧ ॥

## ॥ અથ શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન. ॥

॥ શીખ સાસુજી દેછેરે વહુજી રહો ઢંગે ॥ એ દેશી ॥ સિદ્ધચક્રને ભજીએરે ॥ કે ભવિયણ ભાવ ધરી ॥ મદ માનને તજીએરે ॥ કે કુમતા દૂરકરી ॥ એ આંકણી ॥ પેહેલે પદે રાજેરે, કે અરિહંત શ્વેતતણું ॥ બીજે પદે છાજેરે, કે સિદ્ધ પ્રગટ ભણું ॥ સિદ્ધ ॥ ૧ ॥ ત્રીજે પદે પીળારે, કે આચારજ કહીએં ॥ ચોથે પાઠ કરે, કે નીળવરણ લહીએં ॥ સિદ્ધ૦ ॥ ૨ ॥ પાંચમે પદે સાધુરે, કે તપ સંજમ સૂરા ॥ શામ વરણે સોહેરે, કે દર્શન ગુણ પૂરા ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥ દર્શન નાણ ચારિત્રરે, કે તપ સંજમ શુદ્ધ વરો ॥ ભવિ ચિત્ત આણીરે, કે હૃદયમાં ધ્યાન ધરો ॥ સિદ્ધ૦ ॥ ૪ ॥ સિદ્ધચક્રને ધ્યાનેરે, કે સંકટ ભય ન આવે ॥ કહે ગૌતમ વાણીરે, કે અમૃત પદ પાવે ॥ સિદ્ધ૦ ॥ ૫ ॥

## ॥ અથ શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન. ॥

॥ નિંદ્રડી વેરણ હુઈ રહી ॥ એ દેશી ॥ શ્રી સિદ્ધચક્ર આરાધિયેં, જિમ પામો હો ભવિ કોડિ કલ્યાણ કે ॥ શ્રી શ્રીપાલ તણી પરેં, સુખ પામો હો લહો નિર્મલ નાણકેં ॥ ૧૧ ॥ નવ પદ ધ્યાન ધરો સદા ॥ ચોખે ચિત્તે હો આણી બહુ ભાવ કે ॥ વિધિ આરાધન સાચવો, જિમ જગમાંહો હોયે જસનો જમાવકે ॥ નવ૦ ॥ ૨ ॥ કેશર ચંદન કુસુમશું, પૂજીને હો ઊવેખીયે ધૂપ કે ॥ કુંદરૂ

અગરને અરગજા, તપ દીનતા હો કીજે ઘૃત દીપકે ॥ નવ૦ ॥ ૩ ॥ આશો ચૈત્ર શુકલ પક્ષેં, નવ દિવસ હો તપ કીજેં એહકે ॥ સહજ સોભાગ સુસંપદા, સોવન સમ- હો જલકે તસ દેહકે ॥ નવ૦ ॥ ૪ ॥ જાવ જીવ શકતે કરો જિમ પામો હો નિત્ય નવલા ભોગ કે ॥ ચાર વરસ સાઢા તથા, જિન શાસન હો એ મોહોટો યોગકે ॥ નવ૦ ॥ ૫ ॥ શ્રી વિમલદેવ સાન્નિધ્ય કરે, ચકકેસરી હો હોએ તાસ સહાયકે ॥ શ્રી જિનશાસન સોહિયે, એહ કરતાં હો અવિચલ સુખ થાય કે ॥ નવ૦ ॥ ૬ ॥ મંત્ર તંત્ર મણિ ઔષધિ, વશ કરવા હો શિવરમણિ કાજકોત્રિભુવન તિલક સમોવડી, હોયે તે નરહો કહે નય કવિ રાજકે ॥ નવ૦ ॥ ૭ ॥ ॥ ઇતિ ॥

---

## ॥ અથ શ્રી દીવાલીનું સ્તવન. ॥ ૪

॥ વાલ્હાજીની વાટડી અમેં જોતાંરે ॥ એ દેશી ॥

॥ જય જિનવર જગ હિતકારીરે, કરે સેવા સુર અવતારીરે, ગૌતમ પમુહા ગણધારી ॥ ૧ ॥ સનેહી વીરજી જયકારીરે ॥ અંતરંગ રિપુને ત્રાસેરે, તપ કોપાટોપે વાસેરે, લહ્યું કેવલ નાણ ઉલ્લાસેં ॥ સ૦ ॥ ૨ ॥ કટિલં કે વાદ વદાયરે, પણ જિનસાથે ન ઘટાયરે, તેણે હરિ- લંછન પ્રભુ પાય ॥ સ૦ ॥ ૩ ॥ સવિ સુરવહુ થેઈ થેઈ કારારે, જલપંકજની પરે ન્યારારે, તજી તૃષ્ણા ભોગ વિ- કારા ॥ સ૦ ॥ ૪ ॥ પ્રભુ દેશના અમૃત ધારારે, જિનધર્મ વિષે રથાકારારે, જેણે તારયા મેઘ કુમારા ॥ સ૦ ॥ ૫ ॥

ગૌતમને કેવલ આલીરે, વરચા સ્વાંતિયે શિવ વરમાલીરે, કરે ઊત્તમ લોક દીવાલી ॥ સ૦ ॥ ૬ ॥ અંતરંગ અલચ્છ નિવારીરે, શુભ સજ્જનને ઊપગારીરે, કહે વીર પ્રભુ હિતકારી ॥ ૦ ॥ ૭ ॥ ॥ ઇતિ ॥ ૧૯ ॥

---

## ॥ અથ શ્રી વીરપ્રભુનું દીવાલીનું સ્તવન. ॥

॥ મારગ દેશક મોક્ષનોરે, કેવલ જ્ઞાનનિધાન ॥ ભાવ દયાસાગર પ્રભુરે, પર ઊપગારી પ્રધાનોરે ॥ ૧ ॥ વીર પ્રભુ સિદ્ધ થયા ॥ સંઘ સકલ આધારોરે, હવે ઈણ ભરતમાં ॥ કોણ કરશે ઊપગારોરે ॥ વીર૦ ॥ ૨ ॥ નાથ વિહુણું સૈન્ય જ્યુંરે, વીર વિહુણારે જીવ ॥ સાધે કોણ આધારથીરે, પરમાનંદ અભંગોરે ॥ વીર૦ ॥ ૩ ॥ માત વિહૂણો બાલ જ્યૂરે, અરહો પરહો અથડાય ॥ વીર વિહૂણા જીવડારે, આકુલ વ્યાકુલ થાયરે ॥ વીર૦ ॥ ૪ ॥ સંશય છેદકવીરનોરે, વિરહ તે કેમ ખમાય ॥ જે દીઠે સુખ ઊપજેરે, તે વિણુ કેમ રહેવાયોરે ॥ વીર૦ ॥ ૫ ॥ નિર્યામક ભવ સમુદ્રનોરે, ભવઅડવિ સથ્થ વાહ ॥ તે પરમેશ્વર વિણુ મલેરે, કેમ વાધે ઊત્સાહોરે ॥ વીર૦ ॥ ૬ ॥ વીરથકાં પણ શ્રુત તણોરે, હતો પરમ આધાર ॥ હવે ઇહાં શ્રુત આધાર છે રે, અહો જિનમુદ્રા સારોરે ॥ વીર૦ ॥ ૭ ॥ ત્રણ કાલે સવિજીવનેરે. આગમથી આણંદ ॥ શેવો ધ્યાવો ભવિજનારે, જિન પડિમા સુખકંદોરે ॥ વીર૦ ॥ ૮ ॥ ગણધર આચારજ મુનિરે, સહુને એણીપરે સિદ્ધિ ॥ ભવ ભવ આગમ સંગથીરે, દેવચંદ્ર પદ લીધરે ॥ વીર૦ ॥ ૯ ॥ ॥ ઇતિ ॥

---

## ॥ અથ દીવાલીનું સ્તવન. ॥

॥ પ્રભુ કંઠે ઠવિ ફુલની માલા ॥ એ દેશી ॥

॥ રમતી ગમતી હમુને સહેલી, બેહુ મલી લીજીયેં એક તાલીરે સખિ આજ અનોપમ દીવાલી ॥ લીલ વિલાસેં પૂરણ માસેં, પોષ દશમ નિશિ રઢીયાલીરે ॥ સ૦ ॥ ૧ ॥ પશુ પંખી વસીઆં વનવાસેં, તે પણ સુખીયાં સમકાલીરે ॥ સ૦ ॥ એણી રાત્રેં ઘેર ઘેર ઓચ્છવ હોશે, સુખીયાં જગતમાં નર નારીરે ॥ સ૦ ॥ ૨ ॥ ઊત્તમ ગ્રહ વિશાખા જોગે, જન્મ્યા પ્રભુજી જયકારીરે ॥ સ૦ ॥ સાતે નરકેં થયાં અજવાલાં, થાવરને પણ સુખકારીરે ॥ સ૦ ॥ ૩ ॥ માતા નમી આઠે દિગકુમરી, અધોલોકની વસનારીરે ॥ સ૦ ॥ સૂતી ઘર ઈશાનેં કરતી, જોજન એક અશુચિ ટાલીરે ॥ સ૦ ॥ ૪ ॥ ઊર્ધ્વ લોકની આઠ જ કુમરી, વરસાવે જલ કુસુમાલીરે ॥ સ૦ ॥ પૂરવ રૂચક આઠ દર્પણ ધરતી, દક્ષિણની અડ કલશાલીરે ॥ સ૦ ॥ ॥ ૫ ॥ અડ પશ્ચિમની પંખા ધરતી, ઊત્તર આઠ ચમર ઢાલીરે ॥ સ૦ ॥ વિદિશીની ચઊ દીપક ધરતી, રૂચક દીપની ચઊ બાલીરે ॥ સ૦ ॥ ૬ ॥ કેલતણા ઘર ત્રણ કરીને, મર્દન સ્નાન અલંકારીરે ॥ સ૦ ॥ રક્ષા પોટલી બાંધી બેહુને, મંદિર મેહેલ્યાં શણગારીરે ॥ સ૦ ॥ ૭ ॥ પ્રભુ મુખ કમલેં અમરી ભમરી, રાસ રમતી લટકાલીરે ॥ સ૦ ॥ પ્રભુ માતા તું જગતની માતા, જગ દીપકની ધરનારીરે ॥ ૮ ॥ માજી તુજ નંદન ઘણું જીવો, ઊત્તમ

જીવને ઉપગારીરે ॥ સ૦ ॥ છપ્પન દિગ કુમરી ગુણ ગાતી, શ્રી શુભવીર વચન શાલીરે ॥ સખિ૦ ॥ ૯ ॥
॥ ઇતિ ॥ ૮૦ ॥

---

## ॥ નવપદ સ્તવન.

વીરજીણંદની વાણી, ચિત્ત ધરજો અમિઅસમાણી;
હો ભવીયાં, નવપદ નિત્ય નિત્ય સેવો. ॥ ૧ ॥
અરિહંત પદ સુખકારી, બીજે સિદ્ધ નમો હિતકારી;
હો ॥ ભ૦ ॥ ન૦ ॥ ૨ ॥
આચારજ સુવિચારી, ઉવઝાય તે શ્રુત ઉપકારી હો;
॥ ભ૦ ॥ ન૦ ॥ ૩ ॥
સત્તાવીશ ગુણધારી, એસે સાધુ નમો બ્રહ્મચારી હો;
॥ ભ૦ ॥ ન૦ ॥ ૪ ॥
દંસણ નાણુ નમીજે, વલી ચારિત્ર મહા તપ લીજે હો;
॥ ભ૦ ॥ ન૦ ॥ ૫ ॥
કર્મ ગહન તપ કાપે, એતો મનવંછીત સુખ આપે હો;
॥ ભ૦ ॥ ન૦ ॥ ૬ ॥
સમર્યાં સંકટ ભાજે, જસુ દિન દિન મંગળ છાજે હો;
॥ ભ૦ ॥ ન૦ ॥ ૭ ॥
નવપદ જે નર ધ્યાવે, તે તો સુરનર શિવસુખ પાવે હો;
॥ ભ૦ ॥ ન૦ ॥ ૮ ॥
ભક્તિ વિલાસે જે ગાવે, તેતો સુરનર શિવસુખ પાવે હો;
॥ ભથ ન૦ ॥ ૯ ॥

---

## શ્રી પદ્મવિજયજી કૃત શ્રી સિદ્ધચક્ર સ્તવન.

સિદ્ધચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજેજીરે,
વિધિ પૂર્વક આરાધન કરતા, ભવભવ પાતીક છીજે,
ભવિજન ભજીયેજીરે, અવર અનાદિની ચાલ,
નિત્ય નિત્ય તજિયેજીરે. એ આંકણી ॥ ૧ ॥
દેવનો દેવ દયાકર ઠાકર, ચાકર સુરનર ઇંદજી,
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિનચંદ. ભ. ૨
અજ અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણ નાણીજી,
અવ્યાબાધ અનંતુ વીર્યજ, સિદ્ધ પ્રણમો ગુણખાણી. ભ. ૩
વિદ્યા સૈભાગ્ય લક્ષ્મી પીઠ. મંત્ર રાજયોગ પીઠજી,
સુમેરૂ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ ઇઠ. ભ. ૪

---

## શ્રી સિદ્ધચક્ર સ્તુતિ ॥

વીર જીનેશ્વર અતિ અલવેસર, ગૌતમ ગુણના દરિયાજી.
એક દિન આણા વીરની લઇને, રાજગ્રહી સંચરીયાજી.
શ્રેણિક રાજા વંદન આવ્યા, ઉલટ મનમાં આણીજી;
પર્ષદા આગલ બાર બિરારે, હવે સુણો ભવી પ્રાણીજી. ૧
માનવ ભવ તુમે પુન્યે પામ્યા, શ્રી સિદ્ધ ચક્ર આરાધોજી;
અરિહંત સિદ્ધ સૂરિ ઉવ્વઝાયા, સાધુ દેખી ગુણ વાધેજી.
દરસણ નાણ ચારિત્ર તપ કીજે, નવપદ ધ્યાન ધરીજેજી;
ધુર આસોથી કરવા આંબિલ સુખ સંપદા પીમીજેજી. ૨
શ્રેણીકરાય ગૌતમને પૂછે, સ્વામીએ તપ કેણે કીધોજી;
નવ આંબિલ તપ વિધિશું કરતાં, વંછિત સુખ કોણે લીધોજી

[1]મધુરી ધ્વની બોલ્યા શ્રી ગોતમ સાંભળો શ્રેણિકરાંય વયણુંજી;
રોગ ગયો ને સંપદા પામ્યા, શ્રી શ્રીપાળ ને મૃયણુંજી. ૩
રૂમ ઝુમ કરતી પાયે નેઉર. દીસે દેવી રૂપાલીજી;
નામ ચક્કેસરીનેં સિદ્ધાઈ, આદિ જીનવર રખવાલીજી.
વિઘ્ન કોડ હરે સહુ સંઘનાં, જે સેવે એના પાયજી;
ભાણુવિજય કવિ સેવક નય કહે, સાનિધ કરજો માયજી. ૪

---

## ॥ સિદ્ધચક્ર સ્તુતિ

શ્રી સિદ્ધચક્ર સેવો સુવિચાર, આણી હૈયડે હરખ અપાર,
જીમ લહો સુખ શ્રીકાર, મન શુદ્ધે ઓલી તપ કીજે;
અહોનિશ નવપદ ધ્યાન ધરીજે, જિનવર પૂજા રચિને
પડિક્કમણાં દોય ટંકના કીજે, આઠે થુઇએ દેવ વંદીજે.
ભુમિ સંથારો કીજે, મૃષા તણો કીજે પરિહાર,
અંગે શિયલ ધરીજે સાર, દીજે દાન અપાર ૧
અરિહંત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક સર્વે સાધુ વંદીજે,
દંસણ નાણ સુણીજે, ચારિત્ર તપનું ધ્યાન ધરીજે;
અહોનિશ નવપદ ગણું ગણીજે, નવ આંબિલ પણ કીજે,
નિશ્ચલ રાખી મન હો નિશ્ચે, જપીએ પદ એક એક ઇશ;
નોકારવાલી વીશ; છેલ્લે આંબિલ મોટો તપ કીજે,
સત્તરભેદી જિન પુજા રચીજે, માનવ ભવ લાહો લીજે. ૨
સાતસેં કુષ્ટિયોના રોગ, નાઠા યંત્ર નમણુ સંજોગ,
દૂર હુઆ કર્મના ભોગ, અઢારે કષ્ટ દુરે જાએ;
દુઃખ દોહગ દુર પલાએ, મન વંછિત સુખ થાય,

---

૧ મીઠી વાણી.

નિરધેનીયાને દે બહુધન્ન, અપુત્રિયાને ઘે પુત્ર રતન.
સેવે શુદ્ધ મન, નવકાર સમો નહી કોઇ મંત્ર;
સેવો ભવિ હરખંત. ૩
જિમ સેવ્યાં મયણાં શ્રીપાળ, ઊમર રોગ ગયો સુખ રસાલ,
પામ્યા મંગળમાળ, શ્રીપાલતણી પેરે જે આરાધે;
દીન દીન દોલત તસ ઘર વાધે, અતિ શિવ સુખ સાધે,
વિમલેશ્વર યક્ષ સેવા સારે, આપદા કષ્ટને દૂર નિવારે;
દોલત લક્ષ્મી વાધે, મેઘવિજય કવિયણના શિષ્ય.
આણી હૈયડે ભાવ જગદીશ, વિનય વદે નિશદીશ. ૪

---

## શ્રી સિધ્ધચક્રની સ્તુતિ.

જિનશાસન વંછીત પુરણ દેવ રસાલ,
ભાવે ભવી ભણીયે, સિદ્ધચક્ર ગુણમાલ;
તિહું કાલે એહની, પુજા કરે ઉજમાલ,
તે અમર અમરપદ, સુખ પામે સુવિશાલ. ૧
અરિહંત, સિદ્ધ વંદો, આચારજ ઉવઝાય,
મુનિ દરિસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવપદ સુમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિનાં, ભવ કોટિ દુઃખ જાય. ૨
આસો ચૈતરમાં, સુદિ સાતમથી સાર,
પુનમ લગે કીજે, નવ આંબિલ નિરધાર;
દોય સહસ ગણેવું, પદ સમ સાડાચાર,
એકાશી આંબિલ તપ, આગમને અનુસાર. ૩
સિદ્ધચક્રનો સેવક, શ્રી વિમલેસર દેવ,
શ્રીપાલ તણી પરે, સુખ પુરે સ્વયમેવ;

દુઃખ દોહગ નાવે, જે કરે એહની સેવ,
શ્રી સુમતિ સુગુરૂનો, રામ કહે નિત્ય મેવ.

## શ્રી સિદ્ધચક્રનો સ્તુતિ.

અરિહંતનમો વલી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુનમો.
દર્શન જ્ઞાન ચરિત્ર નમો, તપ એ સિધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનત થયા થાશે, વલી ભાવ નિખેપે ગુણ ગાશે;
પડિકકમણાં દેવવંદન વિધિશું;આંબિલ તપ ગણણું ગણોવિધિશું.
છહ રી પાલી જે તપ કરશે, શ્રીપાલ તણી પરે ભવતરસે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જિન આગમ ગુણ બોલે. ૨
સાડાચાર વરસે તપ પુરો, એ કર્મ વિદારણ તપ શુરો;
સિદ્ધચક્રને મન મંદિર થાપો; નય વિમલેસર વર આપો. ૪

॥ ઇતિ. ॥

## નવપદજીની સ્તુતિ.

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક્ર સદાય,
જપીએ નવપદનો, જાપ સદાવ સુખદાય;
વિધિપૂર્વક એ તપ, જો કરે થઈઉજમાલ,
તે સાવ સુખ પામે, જિમ મયણાં શ્રીપાળ. ૧
માલવપતિ પુત્રિ, મયણાં અતિ ગુણવંત,
તસ કર્મ સંયોગે કોઢી મિલીઓ કંત;
ગુરૂ વયણે તે દો, આરાધ્યું તપ તેહ,
સુખ સંપદ વરિયા, તરિયા ભવજલ તેહ. ૨
આંબિલ ને ઉપવાસ, છઠ્ઠ વલી અઠ્ઠમ,
દશ અઠાઇ પંદર માસ, છ માસ વિશેષ;
ઇત્યાદિક તપ બહુ, સહુ માંહિ શિરદાર.
જે ભવિયણ કરશે, તે તરસે સંસાર. ૩
તપ સાંનિધ્ય કરશે; શ્રી વીમલેસર યક્ષ.

સહુ સંઘના સંકટ, ચુરે થઇ પ્રત્યક્ષ;
પુંડરિક ગણધાર, કનકવિજય બુધ્ધિ શિષ્ય,
બુધ દર્શન કવિજય કહે, પહોંચે સકલ જગીશ. ૪.

॥ ઇતિ. ॥

# શ્રી ગૌતમ સ્વામીનો રાસ.

## ઢાળ પહેલી.

વીર જિણેસર ચરણકમલકમલા કયવાસો, પણમવિ પભણિસુ સામિ સાલ ગોયમગુરૂ રાસો; મણ તણ વયણ એકંત કરવિ નિસુણો બો ભવિઆ, જિમ નિવસે તુમ દેહગેહ ગુણગણ ગહગહિઆ. ૧. જંબુદીવ સિરિભરહખિત્ત ખોણીતલમંડણ, મગધદેશ સેનીય નરેસ રીઉદલ બલખંડણ; ધણવર ગુબ્બર નામ ગામ જહિં ગુણગણ સજ્જા વિપ્પ વસે વસુભૂઇ તથ્થ તસુ પુહવી ભજ્જા. ૨. તાણ પુત્ત સિરિઇંદ-ભૂઇ ભૂવલય પ્રસિદ્ધો, ચઉદહ વિજ્જા વિવિહ રૂવ નારિ રસ વિદ્ધો (લુદ્ધો); વિનય વિવેક વિચાર સાર ગુણગણહ મનોહર, સાત હાથ સુપ્રમાણ દેહરૂપે રંભાવર, ૩. નયણ વયણ કર ચરણ જિણવિ પંકજ જળે પાડિઅ, તેજે તારાચંદ સૂર આકાશે ભમાડિઅ; રૂવે મયણ અનંગ કરવિ મેલ્હિઓ નિરધાડિઅ, ધીરમેં મેરૂ ગંભીર સિંધુ ચંગિમ ચયચાડિઅ. ૪. પેખવિનિરૂવમ રૂવ જાસ જણ જંપે કિંચિઅ, એકાકી કલિભીતે ઇથ્થ ગુણ મેહલ્યા સંચિઅ; અહવા નિશ્ચે પુવ્વજમ્મે જિણવર ઇણે અંચિઅ, રંભા પઉમા ગૌરિ ગંગ રતિ હા વિધિ વંચિઅ. ૫. નહિ બુધ નહિ ગુરૂ કવિ ન કોઇ જસુ આગળ રહિઓ, પંચસયાં ગુણપાત્ર છાત્ર હીંડે પરિવરિઓ; કરે નિરંતર યજ્ઞકર્મ મિથ્યામતિ મોહિઅ, ઇણે છલિ હોસે ચરણનાણ દંસણહ વિસોહિઅ. ૬.

## પહેલી ઢાળનો અર્થ.

જ્ઞાનરૂપી લક્ષ્મીએ જ્યાં નિવાસ કરેલો છે એવા વિરજિનેશ્વરના ચરણકમળને પ્રણામ કરીને ગોત્તમ ગુરૂનો રાસ કહેશું. હે ભવ્ય જીવો ! તમે તે (રાસ) મન વચન કાયાને એકાગ્ર કરીને સાંભળો કે જેથી

તમારા દેહરૂપી ઘરમાં ગુણનો સમૂહ ગહગહાટ કરતો આવીને વસે. જંબૂદ્વીપમાં ભરત નામે ક્ષેત્ર છે. તેમાં પૃથ્વીતળના આભૂષણ જેવો મગધ નામે દેશ છે. ત્યાં રિપુ જે શત્રુ તેના દળ કે૦ લશ્કરના બળનું ખંડન કરનાર શ્રેણિક નામે રાજા છે. તે (મગધદેશ) માં ધને કરીને શ્રેષ્ઠ ( દ્રવ્યવાળું ) ગુબ્બર નામે ગામ છે. ત્યાં ગુણગણની શય્યા સમાન વસુભૂતિ નામે વિપ્ર (બ્રાહ્મણ) વસે છે. તેને પૃથ્વી નામે ભાર્યા (સ્ત્રી) છે. તેનો પુત્ર ઇંદ્રભૂતિ નામે છે તે પૃથ્વીના વલયમાં (સર્વત્ર) પ્રસિદ્ધ છે; અને ચોદવિદ્યારૂપ વિવિધ રૂપવાળી સ્ત્રીના રસથી વિંધાયેલો છે અર્થાત્ ચોદ વિદ્યામાં પ્રવીણ છે, તેમાં લુબ્ધ થયેલ છે. તે વિનય, વિવેક ને સાર વિચારાદિ ગુણના સમૂહથી મનોહર છે. તેનું શરીર સાત હાથ પ્રમાણ છે અને રૂપે કરીને રંભા–અપ્સરાના વર (સ્વામી) ઇંદ્ર જેવો છે. તેના નેત્રકમળ, વદનકમળ, કરકમળ અને પદકમળ એવાં સુંદર છે કે જેણે બીજા પંકજ કે૦ કમળને તો જળમાંજ પાડી દીધાં છે અર્થાત્ ત્યાંજ નિવાસ કરાવ્યો છે અને પોતાના તેજે કરીને તારા, ચંદ્ર અને સૂર્યને તો આકાશમાં ભમાડયા છે–ભમતા કરી મુક્યા છે. રૂપે કરીને મદન કે૦ કામદેવને અનંગ–અંગ વિનાનો કરીને કાઢી મેલ્યો છે. ધૈર્યતામાં મેરૂ જેવો છે, ગંભીરતામાં સિંધુ કે૦ સમુદ્ર જેવો છે અને મનોહરપણાના સંચયનું સ્થાન છે. તેના નિરૂપમ (ઉપમા વિનાના) રૂપને જોઇને લોકો કાંઇક એમ કહે છે કે (વિધાતાએ) કળિકાળના ભયથી બધા ગુણને આમાંજ એકઠા સંચી રાખ્યા છે; અથવા આણે પૂર્વજન્મમાં જરૂર જિનેશ્વરને પૂજ્યા છે; તેથી તેણે રંભા, પદ્મા ( લક્ષ્મી ), ગૌરી, ગંગા, રતિ અને વિધિ તે સર્વને વંચ્યા છે (ઠગ્યા છે). કોઇ બુધ (પંડિત), કોઇ ગુરૂ કે કોઈ કવિ તેની આગળ રહી શકયા નથી અર્થાત્ તે સર્વને આણે જીતી લીધા છે. ( અહીં શ્લેષમાં બુધ, ગુરૂ ને શુક્ર આ ત્રણેને જીત્યાનું સૂચવ્યું છે ). તે પાંચસે ગુણવાન્ છાત્રો ( શિષ્યો ) થી પરવરેલો સર્વત્ર ફરે છે; અને મિથ્યાત્વથી મોહિત મતિવાળો હોવાથી યજ્ઞ કર્મ કરે છે. પરંતુ તે છળેતેજ મિષથી તેને ચરણ (ચારિત્ર), જ્ઞાન ને

દર્શનની વિશુદ્ધિ પ્રાપ્ત થવાની છેઃ અર્થાત્ તે કારણ ઉલટું તેને રત્નત્રયીના લાભ માટે થવાનું છે.

## વસ્તુ.

જંબુદીવહ જંબુદીવહ, ભરહવાસંમિ, ભૂમિતળમંડણ, મગધદેસ, સેણિયનરેસર, વર ગુવ્વર ગામ તિહાં, વિપ્પ વસે વસુભૂય સુંદર; તસુ ભજ્જા પુહવી, સયલ ગુણગણ રૂવનિહાણ; તાણ પુત્ત વિજ્જાનિલો, ગોયમ અતિહિ સુજાણ. ૭.

## અર્થ.

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં, ભૂમિતળના મંડનભૂત મગધદેશમાં શ્રેણિક નામે રાજા છે. ત્યાં શ્રેષ્ઠ ગુબ્બર નામે ગામ છે. તે ગામમાં વસુભૂતિ નામે સુંદર વિપ્ર વસે છે. તેની ભાર્યા સકળ ગુણગણના નિધાનભૂત પૃથ્વી નામે છે. તેનો પુત્ર વિદ્યાવડે અલંકૃત અતિ સુજાણ ગૌતમ નામે છે.

## ભાષા. ( ઢાળ બીજી )

ચરમ જિણેસર કેવળ નાણી, ચઉવિહ સંઘ પઇઠ્ઠા જાણી; પાવાપુર સામી સંપત્તો, ચઉવિહ દેવ નિકાયહિ જુત્તો. ૮. દેવે સમવસરણ તિહાં કીજે, જિણ દીઠે મિથ્યામતિ ખીજે; ત્રિભુવનગુરૂ સિંઘાસણે બેઠા, તતખિણ મોહ દિગંતે પઇઠ્ઠા. ૯. ક્રોધ માન માયા મદપૂરા, જાએ નાઠા જિમ દિને ચોરા; દેવદુંદુભિ આકાશે વાજે, ધર્મનરેસર આવ્યા ગાજે. ૧૦. કુસુમ વૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચઉસઠ ઇંદજ માગે સેવા; ચામર છત્ર શિરોવરિ સોહે, રૂપે જિણવર જગ સંમોહે ( સહુ મોહે ), ૧૧. ઉપસમ રસભરભરિ વરસંતા, જોજનવાણિ વખાણ કરંતા; જાણિઅ વર્ધમાન જિન પાયા, સુરનર કિંનર આવે રાયા. ૧૨. કાંતિસમૂહે ઝલઝલકંતા, ગયણ વિમાણે રણરણકંતા; પેખવિ ઇંદભૂઇ મન ચિંતે, સુર આવે અમ્હ યજ્ઞ હોવંતે. ૧૩. તીર તરંડક જિમ તે વહતા, સમવસરણ પહુતા ગહગહતા; તો અભિમાને ગોયમ જંપે, તિણે અવસરે કોપે તણુ કંપે. ૧૪. મૂઢા લોક અજાણ્યો બોલે, સુર જાણંતા ઇમ કાંઇ ડોલે;

સૂ આગળ કો જાણુ ભણીજે, મેરૂ અવર કિમ ઓપમ દીજે. ૧૫.

**અર્થ.**

છેલ્લાતીર્થંકર ( શ્રી મહાવીર સ્વામી ) કેવળજ્ઞાની થયા. પછી ચતુર્વિધ ( સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ) સંઘની પ્રતિષ્ઠા કરવાનો અવસર જાણી સ્વામી પાવાપુરે સંપ્રાપ્ત થયા [ આવ્યા ]. તેઓ ચાર પ્રકારની (ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી ને વૈમાનિક) દેવનિકાય (દેવજાતિ) થી યુક્ત (પરવરેલા ) હતા. ત્યાં [ પાવાપુરીના ઉદ્યાનમાં] દેવોએ સમવસરણ એવું કર્યું કે જેના દેખવાથી મિથ્યામતિ અથવા મિથ્યામતિવાળા જીવો ખીજે અર્થાત્ ખેદ પામે ( નાખુશ થાય ). તે સમવસરણમાં ત્રિભુવનગુરૂ [વીર પરમાત્મા ] સિંહાસનપર આવીને બેઠા. તત્કાળ મોહ તો દિગંતમાં [ દિશાના અંતમાં ] પેસી ગયો, અને ક્રોધ માન માયા ને મદનો સમૂહ અથવા તેને દોષવાળા જીવો તો પ્રભુને જોઇને જેમ દિવસે ચોર નાસી જાય-સંતાઈ જાય તેમ નાસી જવા લાગ્યા. આકાશમાં દેવદુંદુભિ વાગવા લાગી તે ધર્મનરેશ્વર પધાર્યાથી ગાજતી ન હોય અથવા સૌને ખબર આપતી ન હોય તેમ જણાવા લાગ્યું. દેવતાઓએ ત્યાં કુસુમની(જાનુ પ્રમાણ) વૃષ્ટિ કરી અને ચોસઠ ઇંદ્રો પ્રભુ પાસે સેવાની પ્રાર્થના કરવા લાગ્યા, અર્થાત્ 'તમારી સેવા અમને આપો ' એમ કહેવા લાગ્યા. પ્રભુના મસ્તક ઉપર ચામર ને છત્ર શોભવા લાગ્યા, અને પોતાના રૂપે કરીને પ્રભુ જગતને મોહ પમાડવા લાગ્યા. પછી ઉપશમરૂપી રસનો સમૂહ ભરી ભરીને પ્રભુ વરસવા લાગ્યા અને યોજન પર્યંત[ચારે બાજુ] સાંભળી શકાય તેવી વાણીવડે વખાણ કરવા લાગ્યા, અર્થાત્ ધર્મોપદેશ દેવા લાગ્યા. આ પ્રમાણે વર્ધમાન સ્વામીને પધાર્યા જાણીને દેવતાઓ, મનુષ્યો, કિન્નરો (વ્યંતરો) અને તેના રાજાઓ આવવા લાગ્યા. તેમની કાંતિના સમૂહે કરીને આકાશમાં ઝળઝળાટ થઇ રહ્યો અને આકાશમાંથી ઉતરના વિમાનોવડે રણરણાટ શબ્દ થઇ રહ્યો. તે જોઇને ઇંદ્રભૂતિ (ગૌતમ ) વિપ્ર મનમાં ચિંતવવા લાગ્યો કે આ દેવતાઓ અમારા યજ્ઞ નિમિત્તે આવે છે. પછી તીરના તરંડની જેમ તે દેવતાઓ તો એકદમ વહેતા સતા ગહગહાટ કરતા સમવસરણમાં પહોંચ્યા

ગયા. એટલે અભિમાનવડે ગૌતમ કહેવા લાગ્યા અને તે અવસરે કોપવડે તેમનું શરીર કંપવા લાગ્યું, (તેઓ શું કહેવા લાગ્યા? આમ કહેવા લાગ્યા કે ]–મૂઢ [મૂર્ખ]એવા લોકો (મનુષ્યો) તો અજાણ્યું બોલે અર્થાત્ મને સર્વજ્ઞને મુકીને બીજે ચાલ્યા જાય–બીજાની પ્રશંસા કરે, પણ આ તો દેવતાઓ જાણ કહેવાય, છતાં તે આમ કેમ ડોલાયમાન થાય છે ! આ દુનિયામાં મારી પાસે–મારાથી અધિક બીજો જાણ કોણ છે ? અને મેરૂ ઉપરાંત બીજી ઉપમાજ કયાં છે કે દેવાય ? અર્થાત્ ઉંચામાં ઉંચી મેરૂની ઉપમા છે તેને લાયક તો હું છું, છતાં આમ કેમ થાય છે ? વસ્તુ.

વીર જિણ઼ંદ વીર જિણવર. નાણસંપન્ન, પાવાપુરિ સુરમહિઅ પત્તનાહ સંસાર તારણ, તિહિં દેવે નિમ્મવિઅ સમોસરણ બહુ સુખકારણ, જિણવર જગ ઉજ્જોઅકર, તેજે કરી દિણકાર; સિંહાસણે સામી ઠવ્યો, હુઓ સુજયજયકાર ૧૬.

## અર્થ.

વીરપ્રભુ કેવળજ્ઞાનથી યુક્ત થયા પછી દેવપૂજિત સંસારથી તારનાર એવા તે નાથ પાવાપુરીએ પ્રાપ્ત થયા, અર્થાત્ પાવાપુરી આવ્યા, ત્યાં બહુ સુખનું કારણ એવું સમવસરણ દેવોએ નિર્મિત કર્યું ( રચ્યું ). જગતમાં ઉદ્યોતના કરવાવાળા, તેજે કરીને દિનકર ( સૂર્ય ) જેવા જિનેશ્વર સ્વામી સિંહાસનપર બિરાજમાન થયા અને સર્વત્ર જયજયકાર થયો,

## ભાષા ( ઢાળ ત્રીજી.)

તવ ચડિઓ ઘણમાણગજે, ઇંદભૂઇ ભૂદેવ તો, હું કારો કરિ સંચરિઅ, કવણસુ જિણવર દેવ તો. ૧૭. યોજન ભૂમિ સમોસરણ પેખે પ્રથમારંભતો દહદિસિ દેખે વિવિધ વધુ, આવંતી સુર રંભ તો. ૧૮ મણિમય તોરણ દંડ ધજ, કોસીસે નવ ઘાટ તો; વયર વિવર્જિત જંતુ ગણ, પ્રાતિહારજ આઠ તો. ૧૯ સુરનર કિંનર અસુર વર, ઇંદ્ર ઇંદ્રાણી રાય તો; ચિત્તે ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુપાય તો. ૨૦. સહસકિરણ સમ વીર જિણ, પેખવે રૂપ વિશાલ

તો; એહ અસંભમ (વ) સંભવે એ, સાચો એ ઇંદ્રજાળ તો ૨૧. તવ બોલાવે ત્રિજગ ગુરૂ, ઇંદભૂઇ નામેણુ તો; શ્રીમુખે સંસય સામિ સવે, ફેડે વેદ પએણુ તો. ૨૨. માન મેલ્હી મદ ઠેલી કરી ભક્તિએ નામે શીસ તો; પંચ સયાંશું વ્રત લીઓ એ, ગોયમ પહેલો શીસ તો. ૨૩. બંધવ સંજમ સુણવિ કરી, અગનિભૂઇ આવેય તો; નામ લેઇ અભ્યાસ કરે, તે પણ પ્રતિબોધેય તો, ૨૪. ઇણે અનુક્રમે ગણહર રયણુ, થાપ્યા વીરે અગ્યાર તો; તવ ઉપદેસે ભુવન ગુરૂ, સંયમ શું વ્રત બાર તો. ૨૫. બિહુ ઉપવાસે પારણું એ, આપણપે વિહરંત તો; ગોયમ સંયમ જગ સયલ જયજયકાર કરંત તો. ૨૬.[1]

## અર્થ.

તે વખતે ઇંદ્રભૂતિ ભૂદેવ ( બ્રાહ્મણ ) નિવડ માનરૂપી ગજ ઉપર ચડ્યો અર્થાત અભિમાને ભરાણો. તેથી હું કારો કરતો સતો ચાલ્યો કે તે જિનવર દેવ કોણ છે ? આગળ ચાલતાં એક યોજન ભૂમિમાં સમવસરણનો પ્રારંભ કરેલો દીઠો, અને દશે દિશામાં વિવિધ સ્ત્રીઓ અને સુરરંભા ( દેવાંગના-અપ્સરાઓ ) ને આવતી જોઈ. વળી તે સમવસરણનાં મણિમય તોરણ, હજાર યોજનના દંડવાળા ધર્મધ્વજ અને ગઢના કોસીસા ( કાંગરા ) ઉપર નવા નવા ઘાટ ( વિચિત્ર રચનાના દેખાવ ) દીઠા. તેમજ જાતિવૈરથી પણ રહિત એવાપ્રાણીઓનો સમૂહ જોયો. આઠ પ્રતિહાર્ય દીઠા. વળી દેવો, મનુષ્યો વ્યંતરો, ભુવનપતિ દેવતાઓ, ઇંદ્રો, ઇંદ્રાણીઓ અને રાજાઓને પ્રભુના ચરણકમળની સેવા કરતા દેખી ચિત્તમાં ચમત્કાર પામી ચિંતવવા લાગ્યો અને સહસ કિરણ ( સૂર્ય ) સમાન તેજસ્વી તેમજ વિશાળ રૂપવંત વીર જિનને જોઇને વિચારવા લાગ્યો કે આ બધી અસંભવિત વાત સંભવે છે-દેખાય છે તેથી જરૂર આ [illegible] -

તેમને ઇંદ્રભૂતિ એવા નામથી બોલાવ્યા, અને સ્વામીએ શ્રીમુખે વેદના પદોવડે કરીનેજ તેમના સર્વ સંશય ફેડી નાંખ્યા. પછી માનને મેલી ( તજી દઇ ) મદને ઠેલી ( દૂર કરી ) ભક્તિવડે મસ્તક નમાવ્યું અને પાંચસે છાત્રો સહિત પ્રભુ પાસે વ્રત ( ચારિત્ર ) અંગીકાર કર્યું. ગૌતમ (સર્વમાં) પહેલા શિષ્ય થયા. પોતાના મોટા બંધવ ઇંદ્રભૂતિએ સંયમ લીધાની વાત સાંભળી અગ્નિભૂતિ પ્રભુ પાસે આવ્યા. પ્રભુએ નામ લઇને બોલાવ્યા. તેના મનમાં સંશય હતો તેનો અભ્યાસ કરાવ્યો, અર્થાત્ વેદપદનો ખરો અર્થ સમજાવી સંશય ટાળ્યો એટલે તે પણ પ્રતિબોધ પામ્યા. એ પ્રમાણે અનુક્રમે અગ્યાર ગણધર રત્નોની પ્રભુએ સ્થાપના કરી અને તે પ્રસંગે ભુવનગુરૂ ( પ્રભુ )એ સંયમે [ પાંચ મહાવ્રતરૂપ ] સહિત શ્રાવકનાં બાર વ્રતનો પણ ઉપદેશ આપ્યો. પછી ગૌતમસ્વામી નિરંતર પોતાના વિચારથીજ બે બે ઉપવાસે પારણું કરતા સતા વિચારવા લાગ્યા. ગૌતમ સ્વામીના સંયમે સકળ જગતમાં જયજયકાર કર્યો–વર્તાવ્યો.

## વસ્તુ.

ઇંદભૂઇઅ, ઇંદભૂઇઅ, ચડિઅ બહુ માનેં, હુંકારો કરિ કંપતો, સમોસરણે પહોતો તુરત, અહ સંસા સામિ સવે, ચરમનાહ ફેડે ફુરંત, બોધિ બીજ સંજાય મને, ગોયમ ભવહ વિરત્ત, દિખ્ખ લઇ સિખ્ખા સહિઅ, ગણહર પય સંપત્ત. ૨૭

## અર્થ.

ઇંદ્રભૂતિ બહુમાને ચડી હુંકારો કરતો ને કંપતો તરત સમોસરણે પહોંચ્યો. [ અથ ] પછી ચરમનાથ [ વીરપ્રભુ ] સ્વામીએ તેના સર્વ સંસા (સંશય) એકદમ ફેડી નાખ્યા, એટલે તેમના મનને વિષે

# ભાષા ( ઢાળ ચોથી )

આજ હુઓ સુવિહાણ. આજ પચેલિમાં પુણ્ય ભરો; દીઠા ગોયમ સામિ, જો નિઅ નયણે અમિય સરો. ૨૮. (સિરિ ગોયમ ગણધર; પંચસયાં મુનિ પરવરિય; ભૂમિય કરય વિહાર, ભવિયણ જન પડિબોહ કરે.[1] ) સમવસરણ મઝારિ, જે જે સંસય ઉપજેએ: તે તે પરઉપકાર, કારણે પુછે મુનિપવરો. ૨૯. જિહાં જિહાં દીજે દીખ, તિહાં તિહાં કેવળ ઉપજે એ; આપ કન્હે અણહુંત, ગોયમ દીજે દાન ઈમ ૩૦ ગુરૂ ઉપરિ ગુરૂ ભત્તિ, સામી ગોયમ ઉપનીય; એણિ છળ કેવળનાણ, રંગજ રાખે રંગ ભરે. ૩૧. જો અષ્ટાપદ સેલ, વંદે ચડિ ચઉવીસ જિણ; આતમલબ્ધિ વસેણ, ચરમસરીરી સોય મુનિ. ૩૨. ઇય દેસણ નિસુણેવિ, ગોયમ ગણહર સંચલિય; તાપસ પન્નરસએણ, તો મુનિ દીઠો આવતો એ. ૩૩. તપસોસિય નિયઅંગ, અમ્હ સગતિ નવિ ઉપજે એ; કિમ ચડસે દઢ કાય, ગજ જિમ દીસે ગાજતો એ. ૩૪. ગિરૂએ એણે અભિમાન તાપસ જો મને ચિંતવે એ; તો મુનિ ચડિઓ વેગ, આલંબવિ દિનકર કિરણ. ૩૫. કંચણમણિ નિપ્પન્ન દંડ કલસ ધજ વડ સહિઅ; પેખવિ પરમાનંદ, જિણહર ભરતેસર વિહિઅ. ૩૬. નિય નિય કાય પ્રમાણ, ચઉદિસિ સંઠિઅ જિણહ બિંબ; પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસિઅ. ૩૭. વઇરિ સામિનો જીવ, તિયકુંભક દેવ તિહાં; પ્રતિબોધે પુંડરીક, કંડરીક અધ્યયન ભણી. ૩૮. વળતા ગોયમ સામિ, સવિ તાપસ પ્રતિબોધ કરે; લેઈ આપણે સાથ' ચાલે જિમ જુથાધિપતિ. ૩૯. ખીર ખાંડ ઘૃત આણ, અમિઅવૂઠ અંગુઠ ઠવિ, ગોયમ એકણ પાત્ર, કરાવે પારણો સવિ. ૪૦. પંચસયાં શુભ ભાવિ, ઉજ્જળ ભરિયો ખીરમસિ; સાચા ગુરૂ સંયોગે, કેવળ તે કેવળ રૂપ હુઆ ૪૧. પંચસયાં જિણ નાહ, સમવસરણે પ્રાકારત્રય; પેખવિ કેવળ નાણ. ઉપન્નૂં ઉજ્જોયકરે. ૪૨. જાણે જિણવિ પીયૂષ,

ગાજંતી ઘણુ મેઘ જિમ;જિણવાણી નિસુણેવ, નાણી હુઆ પાંચસયે.૪૩.

## વસ્તુ.

ઇણે અનુક્રમે, ઇણે અનુક્રમે, નાણ સંપન્ન, પન્નરહસયપરિવરિય; હરિઅ દુરિઅ, જિણનાહ વંદઇ; જાણેવિ જગગુરૂ વયણ, તીહનાણ અપ્પાણ નિંદઇ. ચરમ જિણેસર તવ ભણે, ગોયમ કરિસ મ ખેઉ; છેહિ જઈ આપણે સહી, હોસ્યું તુલ્લા બેઉ. ૪૪,

## અર્થ.

આજ ભલું પ્રભાત થયું, આજ પસલી ( ખોબા )-માં પુણ્ય ભર્યો, શ્રી ગૌતમ સ્વામીને દીઠા એટલે પોતાના નેત્રમાં અમૃતનો શ્રાવ થયો અથવા પોતાના નેત્રમાં અમૃતના સરોવર જેવા ગૌતમ સ્વામીને દીઠા. હવે તે મુનિ. પ્રવર(મુનિમાં શ્રેષ્ઠ) ગૌતમ સ્વામી પાંચસે મુનિની સાથે પરવર્યા સતા ભૂમિપર વિહાર કરે છે અને અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ આપે છે સમવસરણમાં જે જે સંશય ઉત્પન્ન થાય છે તે પરઉપકારને માટે ભગવંતને પુછે છે, અને જ્યાં જ્યાં(જેને)જેને દીક્ષા આપે છે ત્યાં ત્યાં (તેને તેને) કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. પોતાની પાસે (કેવળજ્ઞાન) નહીં છતા પણ ગૌતમ સ્વામી એ પ્રમાણે (કેવળ-જ્ઞાનનું) દાન આપે છે. ગુરૂ (વર્ધમાન સ્વામી) ઉપર ગૌતમ સ્વામીને અત્યંત ભક્તિ ઉત્પન્ન થઈ છે અને એ મિષે કેવળજ્ઞાન પામવાના છે, પણ હાલ તો પ્રભુ ઉપરનો રાગ રોકી રાખે છે; અથવા રંગના ભર (સમૂહ) થી પ્રભુ ઉપર રાગ રાખી રહ્યા છે હવે અન્યદા, અષ્ટાપદ શૈલ (પર્વત) ઉપર પોતાની લબ્ધિવડે ચડીને જે ચોવીશ તીર્થંકરોને વાંદે તે મુનિ ચરમશરીરી હોય અર્થાત્ તે ભવમાંજ મોક્ષે જનારા હોય.' આ પ્રમાણેની ભગવંતની દેશના સાંભળીને ગૌતમ ગણધર અષ્ટાપદ તરફ ચાલ્યા. ( નજીક પહોચ્યા એટલે ) પંનરસે તાપસે તેમને આવતા દીઠા. ( તાપસો વિચારે છે કે ) ' તપથી અમારૂં શરીર શોષિત થઇ ગયું છે. તથાપિ અમને આ પર્વત ઉપર પહોચવાની(ચટવાની) શક્તિ પ્રાપ્ત થઇ નથી, તો આ તો દઢ કાયા-વાળા છે ' [illegible] જેવા ગાજતા દેખાય છે તે કેમ ચડી શકશે ?

તો ગૌતમ મુનિ સૂર્યનાં કિરણોનું આલંબન કરીને વેગે (ઉતાવળે) ચઢી ગયા. ત્યાં કંચનમણિના નિષ્પન્ન થયેલા (બનાવલા) દંડ કળશ ધ્વજા વિગેરે મોટા પ્રમાણવાળા જેની ઉપર છે. એવા ભરતેશ્વરે બનાવેલા જિનઘરને જોઇ પરમ આનંદ પામ્યા. તે જિનઘરમાં ચોવીશે પ્રભુના પોતપોતાની કાયા પ્રમાણે ચારે દિશાએ સ્થાપન કરેલા(ચોવીશ) જિનબિંબને જોઇ મનના ઉલ્લાસથી પ્રમાણ કરીને ગૌતમસ્વામી ત્યાં [ રાત્રિ ) રહ્યા. તે સ્થાનકે (ભાવી)વજ્રસ્વામીનો જીવ તિર્યક્જૃંભક જાતિનો દેવતા આવ્યો. તેને ગૌતમસ્વામીએ પુંડરીક કંડરીકનું અધ્યયન સંભળાવીને પ્રતિબોધ પમાડયો, ત્યાંથી પાછા વળતાં ગૌતમસ્વામીએ બધા (૧૫૦૦) તાપસોને પ્રતિબોધ કર્યો, અને (તેમને દીક્ષા આપીને) પોતાની સાથે લઇયુથાધિપતિની જેમ ચાલ્યા. પછી ખીર ખાંડને ઘી એક પાત્રમાંજ વહોરી લાવી તેમાં અમૃતની વૃષ્ટિવાળો (અમૃતને વરસનારો) પોતાનો અંગુઠો રાખીને એક પાત્રમાં લાવેલ તે ક્ષીરાન્નથી સર્વ તાપસોને ગૌતમસ્વામીએ પારણાં કરાવ્યાં. તે વખતે પાંચસે તાપસોને તોઉજ્વળ એવી ક્ષીરને મિષે શુભ ભાવ થવાથી સાચા ગુરૂના સંયોગે કવળ (ખીરનો કોળીઓ) તેજ કેવળજ્ઞાન રૂપ થયા, અર્થાત્ પાંચસે તાપાસ મુનિ તો પારણું કરતાંજ કેવળજ્ઞાન પામ્યા. પછી બીજા પાંચસેને આગળ ચાલતાં જિનનાથનું સમવસરણ, તેના ત્રણ ગઢ વિગેરે જોવાથીજ લોકાલોકમાં ઉદ્યોત કરનાર કેવળજ્ઞાન થયું. પછી જિનેશ્વરની વાણી અમૃતની જેવી અને ઘન મેઘની જેવી ગાજતી સાંભળીને ત્રીજા પાંચસે કેવળજ્ઞાની થયા.

એ અનુક્રમે પન્નરસે કેવળજ્ઞાની મુનિથી પરવરેલા ગૌતમ ગણધરે પ્રભુ પાસે જઇ, દૂરિતનું હરણ કરી, જિન નાથને વાંદ્યા. ત્યાં જગગુરૂના વચનથી તેમને કેવળજ્ઞાન થયાનું જાણ્યું, એટલે કેવળજ્ઞાન રહિત એવા પોતાના આત્માની ગૌતમસ્વામી નિંદા કરવા લાગ્યા. તે વખતે ચરમ જિનેશ્વરે કહ્યું કે "હે ગૌતમ ! તું ખેદ કરીશ નહીં; છેડે જતાં નક્કી આપણે બંને તુલ્ય થઇશું, અર્થાત્ બંને મોક્ષપદને પામશું,"

## ભાષા (ઢાળ પાંચમી.)

સામીઓએ વીર જિણંદ, પુનિમચંદ જિમ ઉલ્લસિય; વિહરિઓએ ભરહવાસંમિ, વરસ બહોત્તર સંવસીય; ઠવતો એ કણય પઉમેસુ, પાયકમળ સંઘહિ સહિય; આવિઓએ નયણાનંદ, નયર પાવાપુરિ

સુરમહિય. ૪૫, પેખીએએ ગોયમસામિ, દેવસમા પ્રતિબોધ કએ; આપણો એ ત્રિશલાદેવીનંદન પહોતો પરમપએ; વળતાં એ દેવ આકાસિ, પેખવિ જાણ્યો જિણ સમે એ, તો મુનિએ મને વિષવાદ, નાદભેદ જિમ ઉપનોએ. ૪૬. કુણ સમેએ સામિય દેખ, આપ કન્હે હું ટાળિઓએ; જાણતો એ તિહુઅણનાહ, લોક વિવહાર ન પાલિઓએ; અતિ ભલું એ કીધલું સામિ, જાણ્યું કેવલ માગશે. એ; ચિંતવ્યું એ બાળક જેમ, અહવા કેડે લાગશે એ. ૪૭. હું કિમ એ વીરજિણંદ. ભગતે ભોળો ભોળવ્યો એ; આપણોએ અવિહડ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ; સાચો છે. એહ વીતરાગ, નેહ ન જેહને લાલિઓએ તિણેસમે એ ગોયમ ચિત્ત; રાગ વિરાગે વાળિઓએ. ૪૮. આવતું એ જે ઉલટ, રહેતં રાગે સહિયું એ; કેવળુંએ નાણ ઉપન્ન, ગોયમ સહેજે ઉમાહિયું એ; ત્રિભુવને એ જયજયકાર, કેવળિમહિમા સુર કરે એ; ગણધર એ કરે વખાણ, ભવિયણ ભવ જિમ નિસ્તરે એ. ૪૯.

## વસ્તુ.

પઢમ ગણહર પઢમ ગણહર, વરિસ પચાસ ગિહવાસે સંવસિઅ; તીસ વરિસ સંજમ વિભૂસિય, સિરિ કેવળ નાણ, પુણ બાર વરસ તિહુઅણ નમંસિઅ; રાજગહી નગરી ઠવ્યો, બાણુવય વરસાઉ; સામી ગોયમ ગુણનિલો, હોસ્યે સીવપુર ઠાઉ. ૫૦.

## અર્થ.

શ્રી વીરજિનેંદ્ર સ્વામી પૂર્ણિમાના ચંદ્રની જેમ ઉલસાયમાનપણે ભરતક્ષેત્રમાં બહોંતેર વરસ સુધી વસ્યા ને વિચર્યા. ( પ્રાંતે ) કનકના કમળ ઉપર પગ સ્થાપન કરતા કરતા સંઘે સહિત અને દેવોએ પૂજિત એવા નયણાનંદ (નેત્રને આનંદ ઉત્પન્ન કરનાર) સ્વામી પાવાપુરીએ આવ્યા. પછી ગૌતમ સ્વામીને દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધ કરવા માટે મોકલ્યા.અને આપણા ત્રિશલા રાણીના પુત્ર પ્રભુ પરમપદે (મોક્ષે) પહોંચ્યા. ગૌતમ સ્વામીએ દેવશર્માને પ્રતિબોધીને પાછા વળતાં દેવતાઓને આકાશમા જોઇને જે વખતે એ વાત જાણી ને વખતે તે મુનિના મનમાં જેમ નાદ ભેદથી ( રંગનો ભંગ થવાથી ) વિખવાદ થાય તેમ અત્યંત વિખવાદ ઉત્પન્ન થયો. (ગૌતમસ્વામી વિચરેછે કે)— જાણી બુજીને કયા સમયે (કેવે વખતે) મને પોતાની પાસેથી ટાળ્યો —દૂર કર્યો એત્રિભુવનનાથે લોકવ્યવહાર જાણતાં છતાં પણ પાળ્યો નહીં.

પણ પાળ્યો નહીં. પણ હે સ્વામી ! બહુ સારૂં કર્યું ! તમે જાણ્યું કે (જો અંતસમયે તેને મારી પાસે રાખીશ તો) એ કેવળજ્ઞાન મારી પાસે માગશે, અથવા એમ ચિંતવ્યું જણાય છે કે બાલકની જેમ કેડે લાગશે (કે મને સાથે લઈ જાઓ). પણ હું ભોળો, એ વીર જિનેંદ્રની ભક્તિમાં ભોળવાઇ કેમ ગયો ? આપણો અવિહડ (નિવિડ સ્નેહ તે હે નાથ ! તમે સંપે કરીને સાચવ્યો નહીં. પણ સાચું ! સાચું ! એ તો વીતરાગ ! જેને એક લાળ માત્ર પણ સ્નેહ (રાગ) છેજ નહીં (હતોજ નહીં) માટે મેં ભૂલ ખાધી ! આ પ્રમાણે વિચારીને તે સમયે ગૌતમસ્વામીએ પોતાનું ચિત્ત જે રાગવાળું હતું તે તે વિરાગમાં વાળી દીધું- તેથી ઉલટભર આવતાં છતાં જે રાગે કરીને પકડાયેલું (દૂર ને દૂર ) રહેતું હતું તે (રાગ દૂર થવાથી ) કેવળજ્ઞાન ગૌત્તમસ્વામીએ સહેજે ઉપાર્જન કર્યું અર્થાત્ તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે વખતે ત્રણ ભુવનમાં જયજયકાર થયો, દેવતાઓએ કેવળીનો મહિમા કર્યો અને ગૌતમ ગણધરે વ્યાખ્યાન કર્યું (દેશના દીધી ) કે જેથી ભવ્યજીવો ભવ( સંસાર)થી નિસ્તરે-સંસારનો પાર પામે.

પ્રથમ ગણધર પચાસ વરસ ગૃહવાસે વસ્યા, ત્રીશ વરસ સંયમથી વિભૂષિત રહ્યા; શ્રી કેવળ જ્ઞાન બાર વરસ રહ્યું, ત્રણ ભુવને નમસ્કાર કર્યો, પ્રાંતે બાણુ વરસનું આયુષ્ય પૂર્ણ કરીને રાજગ્રહીમાં નગરીમાં સ્થાપિત થયા. અર્થાત્ ગુણવાન ગૌતમસ્વામી રાજગ્રહીમાં શિવપુર સ્થાનને પામ્યા (મોક્ષે ગયા).

## ભાષા (ઢાળ છઠ્ઠી.)

જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમહવને પરિમળ બહેકે, જિમ ચંદન સોગંધનિધિ; જિમ ગંગાજળ લહેરે લહેકે, જિમ કણયાચળ તેજે ઝળકે, તિમ ગોયમ સોભાગનિધિ. ૫૧. જિમ માનસસર નિવસે હંસા, જિમ સુરવરશિરે કણયવતંસા, જિમ મહુયર રાજીવ વને; જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણ વિકસે, તિમ ગોયમ ગુણ કેલિરવનિ. ૫૨. પુનિમ દિન(નિશિ) જિમ સસિહર સોહે, સુરતરૂ જિમ જગ મોહે, પૂરવ દિસિ જિમ સહસકરો; પંચાનને જિમગિરિવર રાજે, નરવઈ ઘરે જિમ મયગલ ગાજે, તિમ જિનસાસન મુનિપવરો, ૫૩.જિમ સુરતરૂવર સોહે સાખા, જિમ ઉત્તમ મુખે મધુરી ભાષા, જિમ વન કેતકી મહમહે એ; જિમ ભૂમિપતિ ભૂય બળ ચમકે, જિમ જિણમંદિર ઘટા રણકે, ગોયમ લબ્ધે ગહગહે

એ. ૫૪. ચિંતામણિ કરે ચઢિયું આજ, સુરતરૂ સારે વંછિત કાજ, કામકુંભ સો વસિ હુઓ એ; કામગવી પૂરે મન કામી, અષ્ટ મહા સિધિ આવે ધામી સામી ગોયમ અણુસરૂ એ. ૫૫. પ્રણવાક્ષર પહેલો પભણીજે, માયા બીજ શ્રવણ નિસુણીજે; શ્રીમુખે ( શ્રીમતિ ) શોભા સંભવે એ; દેવહ ધુરિ અરિહંત નમીજે, વિનય પહુ ઉવઝાય થુણીજે, ઇણે મંત્રે ગોયમ નમો એ. ૫૬. ૫ર પરપરવસતા કાંઇ કરીજે, દેશ દેશાન્તર કાંઇ ભમીજે, કવણ કાજે આયાસ કરો; પ્રહ ઉઠી ગોયમ સમરી જે, કાજ સવ તતખિણ તે સીઝે, નવનિધિ વિલસે તાસ ઘરે ૫૭ ચઉદહસે (ચઉદસય) બારોત્તર વરશે, ગોયમ ગણધર કેવળ દીવસં[1] ) ખંભ નયર પ્રભુ પાસ પસાયે, કીયો કવિત ઉપગાર પરો; આદિહી મંગળ એહ ભણીજે, પરવ મહોત્સવ પહિલો દીજે, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો. ૫૮.

ધન માતા જેણે ઉઅરે ધરીયા, ધન પિતા જિણ કુળે અવતરિયા, ધન સહગુરૂ જિણે દીખિયા એ; વિનયવંત વિદ્યાભંડાર, જસુ ગુણ પુહવી ન લભે પાર, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો ( વડ જિમ શાખા વિસ્તરો એ. [2] ) ૫૯.

## અર્થ.

જેમ આંબા ઉપર કોયલ ટહુકારા કરે, જેમ પુષ્પના વનમાં સુગંધ બહેક્યા કરે, જેમ ચંદન સુગંધનું નિધાન છે, જેમ ગંગાનું જળ લહેરો વડે લહકી રહ્યું છે, જેમ કનકાચળ (મેરૂ) તેજવડે ઝળકી રહ્યો છે, તેમ ગોતમ સ્વામી સૌભાગ્યના ભંડાર છે. જેમ માનસ સરોવર ઉપર હંસો રહે છે, જેમ ઇંદ્રના મસ્તક પર કનકના અવતંસો ( મુગટો ) હોય છે, જેમ વનમાં મધુકર ( ભમરા ) ની શ્રેણિઓ હોય છે, જેમ રત્નાકર રત્નોથી વિલસાયમાન (અલંકૃત) છે, જેમ આકાશમાં તારાઓનો સમૂહ વિકસાયમાન હોય છે, તેમ ગોતમ સ્વામી ગુણોની ક્રીડા કરવાની ભૂમિ ( કેળિવન ) સમાન છે. પૂર્ણિમાની રાત્રિએ જેમ ચંદ્રમા શોભે છે, કલ્પવૃક્ષના મહિમાથી જેમ જગત બધું મોહ પામે છે, પૂર્વદિશાએ જેમ સૂર્ય પ્રકાશે છે, પંચાનન (સિંહ) વડે જેમ મોટા પર્વત શોભે છે, નરપતિ (રાજા)

---

૧ આ ગાથામાં બીજા પદને બદલે આ પદ છપાયેલ છે.

૨ છેલ્લા પદને બદલે આ પદ છપાયેલ છે, ને આ ગાથા એક પ્રતમાં નથી.

ના ઘરે જેમ હાથી ગાજ્યા કરે કરે છે, તેમ આ મુનિ પ્રવર (મુનિ શ્રેષ્ઠ–ગૌતમસ્વામી) થી જિનશાસન શોભી રહ્યું છે. જેમ કલ્પવૃક્ષની શાખાઓ શોભાયમાન હોય છે, જેમ ઉત્તમ પુરૂષના મુખમાં મધુર ભાષા હોય છે, જેમ વનમાં કેતકી પુષ્પ મહમહાટ કરે છે, જેમ રાજા પોતાની ભુજાના બળથી ચમકયા કરે છે, જેમ જિનમંદીરમાં ઘંટ રણકારા કર્યા કરે છે, તેમ ગૌતમ સ્વામી અનેક લબ્ધિઓ વડે ગહગહ્યા કરે છે. આજે ( ગૌતમ સ્વામીને દીઠા એટલે એમ સમજવું કે ) ચિંતામણિ રત્ન હાથમાં આવ્યું, સુરતરૂ (કલ્પવૃક્ષ) સર્વ વાંછિત પૂરવા લાગ્યું, કામકુંભ પણ વશ થયો, કામધેનુ મનકામના પૂર્ણ કરવા તૈયાર થઇ, આઠ મહા સિદ્ધિઓ (અણિમા લઘિમાદિક) ઘરે ચાલી આવી, માટે હવે હે ભવ્યો ! તમે ગૌતમ સ્વામીને અનુસરો. ( તેમણે બતાવેલા માર્ગે ચાલો.)

( ગૌતમ સ્વામીને નમસ્કાર કરતાં ) પ્રથમ પ્રણવ અક્ષર ( ૐકાર ) બોલવો, પછી માયા બીજ ( હ્રીંકાર ) સાંભળવું ( બોલવું ), ત્યાર પછી શ્રીવડે શોભા કરવી, પ્રારંભમાં દેવ જે અરિહંત તેને નમવું, પછી વિનય પૂર્વક ઉપાધ્યાયને સ્તવવા, આત મંત્ર વડે ગૌતમ સ્વામીને નમસ્કાર કરવો. ( ૐ હ્રીં શ્રી અરિહંત ઉપાધ્યાય ગૌતમાય નમઃ)

હવે કહે છે કે તમે પર એવું પરવશપણું શા માટે અંગીકાર કરો છો ? દેશદેશાન્તર શા માટે ભમો છો ? શા માટે બીજો પ્રયાસ કરો છો ? માત્ર પ્રભાતમાં ઉઠીને ગૌતમ સ્વામીને સમરો, જેથી સર્વ કાર્ય તત્કાળ સિદ્ધ થાય અને તેના ( તમારા ) ઘરમાં નવનિધાન વિલાસ કરે. ( આવીને વસે ). ચૌદશેં બારના વર્ષે ( ગૌતમ સ્વામી કેવળજ્ઞાન પામ્યા તે દિવસે–આસો વદિ ૦)) સે ) ખંભાત નગરમાં પાર્શ્વપ્રભુને પસાયે આ ઉપકાર કરવાવાળું કવિત બનાવ્યું છે. (વર્ષ, માસ, દિવસાદિકની) આદ્યમાં માંગળિક તરિકે આ કવિતજ બોલવું, પર્વના મહોત્સવમાં પણ આ કવિતને અગ્રસ્થાન આપવું; કારણ કે આ રાસ ઋદ્ધિ વૃદ્ધિ ને કલ્યાણ કરવાવાળો છે,

જે માતાએ આ ( ગૌતમ સ્વામી ) ને ઉદરમાં ધારણ કર્યા તેને ધન્ય છે, જેના કુળમાં એ અવતર્યા તે પિતાને ધન્ય છે, જે

સદ્ગુરૂએ તેને દીક્ષા આપી તેને પણ ધન્ય છે, વિનયવંત, વિદ્યાના ભંડાર અને જેના ગુણોનો પૃથ્વીમાં પાર ન આવે એવા ગૌતમ સ્વામી તમને ઋદ્ધિવૃદ્ધિને કલ્યાણના કરનાર થાઓ. અથવા તેમની શાખા ( શિષ્ય પરંપરા ) વડની શાખાઓની જેમ વિસ્તાર પામો.

## જૈન પ્રબોધમાં વધારે ગાથાઓ છપાયેલ છે તે નીચે પ્રમાણે—

ગૌતમસ્વામીનો રાસ ભણીજે, ચઉવિહ સંઘ રલિયાયત કીજે, સયળ સંઘ આણંદ કરો; કુંકુમ ચંદન છડો દેવરાવો, માણેક મોતીના ચોક પુરાવો, રયણ સિંહાસણ બેસણું એ. ૬૦. તિહાં બેસી ગુરૂ દેશના દેશે, ભવિક જીવનાં કાજ સરેસે, ઉદયવંત (વિજય ભદ્ર) મુનિ એમ ભણે એ; ગૌતમ સ્વામી તણો એ રાસ, ભણતાં સુણતાં લીલવિલાસ, સાસય સુખ નિધિ સંપજે એ. ૬૧. એહ રાસ જે ભણે ભણાવે, વર મયગળ લચ્છી ઘર આવે, મન વંછિત આશા ફળે એ. ૬૨.[1] ઇતિ.

**અર્થ.**

આ ગૌતમ સ્વામીનો રાસ ભણીએ ( ગણીએ ) ચતુર્વિધ સંઘને આનંદ ઉત્પન્ન કરાવીએ, સકળ સંઘ આણંદ પામો. ( ભો ભવ્ય જીવો ! ) તમે કેશર ને ચંદનનો જમીન ઉપર છંટકાવ કરાવો ( લેપ કરાવો ) અને માણેકને મોતીના ચોક ( સ્વસ્તિક વિગેરે ) પુરાવો. તેનાપર રત્નજડિત સિંહાસન મંડાવો; તે સિંહાસનપર બેસીને ગૌતમ સ્વામી ( ગુરૂ ) દેશના દેશે, તે સાંભળવાથી અનેક ભવ્ય જીવોનાં કાર્ય સરશે. ઉદયવંત મુનિ[2] ( આ રાસના કર્ત્તા ) એમ કહે છે કે આ ગૌતમસ્વામીનો રાસ ભણતાં સાંભળતાં પ્રાણી આ ભવમાં ભોગવિલાસ પામે અને પરભવે તેને શાશ્વત સુખનિધાન ( મોક્ષ ) સંપ્રાપ્ત થાય. આ રાસ જે ભણે ને ભણાવે તેના ઘરમાં શ્રેષ્ઠ હાથીઓની લક્ષ્મી પ્રાપ્ત થાય અને તેના મનવાંછિત આશા સર્વ ફળિભૂત થાય.

## શ્રી ગૌતમસ્વામીનો રાસ અર્થ સહિત સંપૂર્ણ.

---

૧ છેલ્લી ગાથામાં ત્રણજ પદ છે, એટલે અરધી ગાથા છે. ત્રીજી ચોથી ઢાળની ગાથાઓની સંખ્યામાં ભેદ હોવાને લીધે જૈનપ્રબોધમાં કુલ ૪૯ ગાથાઓનો અંક છે.

૨ કોઇ પ્રતિમાં **વિજયભદ્ર** એવું નામ છે, પરંતુ તે નામ ગુણ એમનુંજ છે.

# જાહેર ખબર.

---

અમારી જૈન સભા તરફથી સારા સારા ઉપયોગી પુસ્તકો બહાર પાડવાનો પ્રબંધ કરાયલો છે. તેના પરિણામે આ પુસ્તક બહાર પડેલું છે બીજા કેટલાક પુસ્તકોની પ્રેસ કોપીઓ તૈયાર છે. અને થાય છે તો સદગૃહસ્થો અને મહાશયોને વિનંતી કરવામાં આવે છે કે આપ આ સભા તરફથી કંઇ પણ કામ કરાવા ઇચ્છતા હોતો પત્ર વ્યવહાર સેક્રેટરીના નામે કરવો

---

# જાહેર ખબર.

---

અમોએ હમણાંજ ચંદુલાલ ભુખણલાલ એન્ડ કુંપની નામથી તમામ જાતના પુસ્તકો છાપવાના કાગળોની મો દુકાન ખોલી છે સાથે તમામ જાતના જૈન પુસ્તકો પ અમારે ત્યાંથી મળશે.

મળવાનું ઠેકાણું.

માસ્તર ઉમેદચંદ રા[illegible]

મુ. ચાંદખેડા—[illegible]